ગુજરાતી ભાષામાં ફેરફાર અને વધારા સાથે

નકલ ૫૦૦—આવૃતી પહેલી.

*The Right of Printing and Translation in other Indian Language is reserved.*



મુંબઈ.

ઈમપ્રીયલ પ્રેસમાં, ન. ફ. એ છાપ્યું છે.

છપાવનાર તથા વેચનાર મુંબઈ કાળકાદેવીને રસ્તે રામવાડી પાસે

ઇશ્વરદાસ લાયબ્રેરીવાળા.

સં૦ ૧૮૭૯.

# પ્રસ્તાવના.

રાગ ભૈરવ.

સઘન બન છાયોરી, દરમખેલી મદ ભવન, અંત્તર પ્રકાશ, અરન બરન પહોરંગ લાયોરી; સઘન બન છાયોરી. ૧. કોકીલાર ચાતરંગ મોર, પીક કપોત ખંજન આણંદ કરત, ચહુ ઓર રંગ બર શાઓ; સઘન બન છાયોરી. ૨. બાજત કીંનર બાબ બીના મીરદંગ, ઉપગ તાન માન શરસ્વતી, બર પાઓ; ગાવે મીયાં તાન સેન કરોણી અલાપ, કરંન પ્રથમ રાગ ભૈરોણી ગાઓ. સઘન બન છાયોરી. ૩.

---

અરેબિ ભાષામાં મનોરંજક આ વાર્તા, શેકડો વરસ ઉપર ઇરાનમાં થઇ ગયેલા શાહરિયાર બાદશાહનાં વખતમાં, પ્રથમ ઉપદેશકાર્કે પ્રસિદ્ધ થયેલીછે. તે ઉપરથી ફ્રેંચ ભાષામાં તેનું ભાષાંતર થયુ; તે ઉપરથી અંગ્રેજી અને બીજી ઘણીયેક ભાષામાં તેનું ભાષાંતર થયુંછે. એટલુંજ નહી પણ આખી દુનીયામાં એ રશીક વાર્તા એટલીતો ફેલાઇછે કે, તેની કહેવત બુજરગોનાં મોહોથી સાંભલી મનને ઘણી રમુજ થાયેછે. એ વાર્તા હરયેક ગ્રહસ્થ વાંચવાને પ્રથગ આરંભ કરેતો, તેનું સેવટ આવે ત્યાંસુધી વાંચનાર અને સાંભલનારનું મન લોભાઇ જાયછે.

એ વાર્તા રચનાર શાહરિયાર બાદશાહના વજીરની છોકરી શહાજાદી નામે અતિશે વિદવાન અને ચતુરાઇમાં પૂર હતી. એ વાર્તા રચવાને મુખ્ય કારણ ઉપકારી બુદ્ધિથી, બાદશાહને ઉપદેશ કરવા માઠે અને શેકડો સ્ત્રિઓની હત્યા થતી, તેનો અટકાવ કરવાને એ શાહજાદીએ, પોતાનો જાન જોખમમાં નાખ્યો હતો; પણ ઇશ્વર કૃપાથી અને પોતાની બુદ્ધિ બળે, શેકડો સ્ત્રિઓની હત્યા થતી અટકાવીને, આ દુન્યામાં શેતારાની માફક રોશન થઇછે.

શાહરિયાર બાદશાહે નીચ બુદ્ધિથી એવો ઠરાવ કીધો હતો કે, દર રોજ શાહજના નવી રાણી સાથે લગન કરી, સહવારે તે રાણીને પોતાના વજીરને હાથે ગરદન મરાવતો હતો; તેવી રીતે દુષ્ટ કામ બાદશાહ કરવા લાગેથી, તેની સર્વે રૈયત પોતાના બાદશાહને બદ દુવા કરવા લાગી;

અને રૈયતનો મ્હોટો ભાગ પોતાનું વતન છોડી, બીજા રાજાના આસરા તળે જઇ રહી; તેવો દેખાવ જોઈ અમીર ઉમરાવ અને રૈયત કંટાલી ગયા, પણ હઠીલા બાદશાહે પોતાની દુષ્ટ ચાલ ફેરવી નહી. એવી રીતે કેટલાક વરસ વહી ગયા, અને હજારો નિરઅપરાધી સ્ત્રિઓનાં ખૂન ધોળે દિવસે થયા. તેવો કંમકમાટ ભરેલો દેખાવ જોઇ; શાહરિયાર બાદશાહના વજીરની બે છોકરીવો અતિશે ચતુર હતી, તેમાં મ્હોટીનું નામ શહાજાદી અને ન્હાનીનું દીનારજાદી હતું, તે શહાજાદીએ પોતાની પરોઉપકાર બુદ્ધિથી, પોતાનાં બાપની મરજી ઉપરાંત, પોતાનો જીવ જોખમમાં નાખવાને હીંમત પકડી, બાદશાહ સાથે લગન કરવાનું ઠરાવ્યું; તે પોતે જાણતી હતી કે બાદશાહ સાથે લગન શાહાજના કીધા પછી શહવારે મને ગરદન મારશે; માટે તેની મદતગાર બ્હેનને છેલ્લી મુલાકાત માટે, તેજ રાતનાં બાદશાહ ના મેહલમાં રાખવાને અરજ કરી હતી. બાદશાહએ તે અરજ કબુલ રાખી, દીનારજાદીને મેહેલમાં તેડી મંગાવી, બેહુ બેહનો પોતાની ખુશ મીજાજે ગોફ્તેગો કરી, પોત પોતાની જગ્યાએ આરામ કીધો. આગલા ઠરાવ પ્રમાણે શહવાર થવાની બે કલાક અગાઉ, દીનારજાદીએ શાહજા દીને જગાડી અરજ કીધી કે, મ્હોટી બેહેન બાદશાહ તને શહવારે ગરદન. મારશે, તે ચીંતાથી આખી રાત મને બેચેનીમાં અતિશે ગઇ, નિદ્રા મુદલ આવી નથી; માટે મહારાપર મેહેરબાની કરીને છેલ્લી એક અરજ કબુલ રાખશે તો, ખોદાતાલા બેહુ જાહનમાં તાહરૂ ભલુ કરશે. શાહજાદી બોલી તુ જેટલી માગણી કરશે તેટલી મને દીલોજાનથી કબુલ છે. દીનારજાદી બોલી ઘો વડી બ્હેન તને મનોરંજક હજારો વાર્તા આવડેછે; તેમાંથી એક વાત તારી છેલ્લી મુલાકાતની કેહશો તો ઘણોજ ઉપકાર થશે. શાહજા દીએ તે અરજ સાંભલી બાદશાહને કહ્યું કે, બાદશાહ સલામત જો તારી રજા હોયતો, દિનારજાદીની મુરાદ બર લાવું. બાદશાહે મ્હોટી ખુશી સાથે રજા આપવાથી, પ્રથમ વાતની સરૂવાત કીધી. તે વાત ચાલુ થતા બાદ શાહને એટલીતો લેઝત મળી કે, વાત પુરી થવાની અગાઉ એક હજાર રાત વહી ગઇ.

દા. ઈ.

---

# અરેબિયન નાઈટસ.



ઈરાન દેશમાં શેંકડો વરસ ઉપર પ્રખ્યાત મ્હોટા બાદશાહ થયેલાછે; તેઓનની જાહોજલાલીનો દેખાવ વખાણવા લાયેક, રશીક વાર્તાઓથી હાલ દેખાવ આપેછે. તેમાં એક મ્હોટો પરાક્રમી અને બાહોસ આલમગીર નામે બાદશાહ અગાઉ થયો હતો, તેની બાદશાહી હીંદુસ્થાનની ગંગા નદીથી ચીન દેશ સુધી વખાણવા લાયેક હતી. તે પોતે ઘણો ચતુર, કૃપાળુ, શૂરો, રાસ્તી ઇનસાફ કર્તા હોવાથી, તેની રૈયત પોતાના બાપ કે વડીલોની જગ્યાએ તેને ગણતી હતી ; બાદશાહ પોતે શૂરો, ચતુર હોવા થી દરબારમાં રાજકારભાર ચલાવવાને ઘણાક ચતૂર, સતવાદી, અમિર, ઉમરાવો અને લડાયેક હુસ્યાર શીપા બાહાદૂરની મ્હોટી ફોજ રાખતો; આસપાસના ન્હાના મ્હોટા રાજા, નવાબો, બાદશાહથી બીહીને તેને તાબે રેહતા, અને ખંડણી પણ આપતા, તે બાદશાહ જેવો ચતૂર હતો, તેવીજ તેની રાણી નુરે જાહનામે ઘણીજ ખુબસૂરત અને પતીવ્રતા હતી, તેનો દેખાવ એવોતો હતો કે અંધારી રાતમાં જેમ ચંદ્ર પ્રગટેથી, એકાએક અજવાળુ થાયછે; તેવી રીતે હજારો સ્ત્રિઓમાં તે રાણીનો પ્રકાશ ચંદ્રમાં

જેવો હતો; તેની આંખો હરણના જેવી, તેનું નાક અણીયાળુ, હોઠ પરવાળાના જેવા, તેના ગુલાબી ગાલ, તેના શરીરમાંથી હજારો તરેહની ખૂબસુરતી બેહેકી નિકળતી હતી. તેને બે છોકરા હતા, તેમાં મ્હોટાનું નામ શાહરિયાર જરા મૂર્ખ હતો, અને ન્હાનો શાહજેમાન નામે ચંચળ તિક્ષ્ણ બુદ્ધિનો, ચતૂર, શૂરો, પરાક્રમી, અને ધર્મીસ્થ હતો.

આલમગીર બાદશાહ ઉત્તમ પ્રકારે ઘણા વરસ સુધી, રાજ્ય કારભાર ચલાવી મ્હોટી કીર્તિ મેળવીને શેવટે ૮૦ વરસની ઉમરે મરણ પામયો; તે વખતે સર્વે અમીર ઉમરાવ અને રૈયતે, મ્હોટી ધામધુમથી શાહરિયારને તેના બાપની બાદશાહી તખ્ત ઉપર બેશાડયો; તે પોતે મંદ બુદ્ધિનો હતો પણ તખ્ત ઉપર બેઠા પછી, તેણે પોતાના બાપના વખતના અમીર ઉમરાવ તથા બાહદર લશકરને, બોલાવી બા આબરૂ ઇજતથી ઘણીજ માહરજત કરી, સરપાવ આપી વીદયા કરયા. તે પછી પોતાના બાપના ઠરાવ પ્રમાણે, રાજ્ય કારભાર ચલાવતો હતો, તેથી તેની રૈયત પોતાના અસલી બાદશાહના જેવી, નવા બાદશાહને આસીશ આપતા. તેનો ન્હાનો ભાઈ ઘણો ચતૂર હતો, પણ બાદશાહની રીત પ્રમાણે મ્હોટા છોકરાને ગાદી મળે, અને તેથી જે ન્હાનો છોકરો હોય તે રૈયતની રીતે, બિન અમળે મ્હોટા ભાઇના તાબામાં રહી, ફરમાવેલું કામ બજાવે, તે પ્રમાણે શાહજેમાન પોતાના વડીલોની રીત પ્રમાણે, સંતોષથી રહી બાદશાહ ભાઇનું, ફરમાવેલું સર્વે કામકાજ તેને ખૂશ રાખવા, સર્વે પ્રકારે ખીજમત બજાવતો, શાહજેમાન એક મ્હોટા બાદશાહનો છોકરો હોવા છતા, તેને ગરવ કે હુંપદ ન ધરાવતા, રૈયત દાખલ રહીને મ્હોટા ભાઈની ખીજમત બજાવતો, તેમાં તે લજવાતો ન હતો; એટલુંજ નહી પણ મ્હોટો ભાઇ તખત ઉપર બેઠાથી, બાદશાહ બનયો અને પોતે એક કંગાળી હાલતમાં આવી પડવાથી, એક તલ ભાર મનમાં ખંત્તી ન થતો; અને તેની અદેખાઈ ન કર્તા પોતે અતિશે સંતોષથી, મ્હોટા ભાઇના હુકમને તાબે થઈ, તેની મરજી ખૂશ રાખવા દિવસ અને રાત મસગુલ રહેતો.

શાહરિયાર બાદશાહને પોતાના ન્હાના ભાઈની, ચાલ ચલગત આગાઉ કર્તા, વધારે પ્યાર અને મ્હોબત ભરેલી જણાઇ.

ચામરચંદ—દ્વેષ બંધુનો કરેથી મૃત્યુ થાય સ્હેજમાં—
વિત્તનાશ થાય દ્વેશ પારકો કરે જમા;
રાય દ્વેષથી સઉ સમૃદ્ધિ નાશ પામશે,
દ્વેષ વિપ્ર કુળનો કરેથી કુળ વામશે.

શાહજેમાનની સંતોષ ભરેલી ચાલ જોવાથી, બાદશાહની ખાત્રી થઈ કે તે રાજની એરખા ચાહનારોછે; તેથી અતિશે પિયારો થયો.

શાહરિયાર બાદશાહની રાજનિતી પોતાનાં બાપના જેવી, વખાણવા લાયેક ચાલવાથી, ન્હાના મ્હોટા રાજાવો અને રૈયતનો પિયાર, બાદશાહ ઉપર અતિશે વધી પડયો; અને કેટલાક રાજા અને બાદશાહ તરફથી, તેને મ્હોટી બા આબરૂ અને મુરતબાથી, પોતાનો જમાઈ કરવાને પેગામો આવ્યાં; પણ દરબારના અમીર ઉમરાવ દાનાવ હોવાથી, શાહરિયારે ઘણીક રાણી સાથે લગન ન કર્તા, એક આફતાબ જેવી ખુબસૂરત રાણી સાથે, ઘણી ઝાહોઝલાલી અને ધામધુમથી લગન કરી, રાણીને મેહેલમાં રાખી તેની ચાકરીમાં દસ દાશી આપી હતી.

શાહજેમાન પોતાના મ્હોટા ભાઈની ખીજમતમાં રહી, કોઈ પણ રીતે પોતાના દલીદ્ર નસીબને, બદલામ ન કર્તા તથા મ્હોટા ભાઈની બાદશાહતની અદેખાઈ ન લાવતા, પોતાની નિતી ભરેલી ચાલ અને ખીજમતમાં સંતોષથી રહેલો જોવાથી, તેના ઉપર બાદશાહનો અતિશે પ્રેમ વધી પડયો, એટલામાં તાર્તારી દેશમાં બલવો જાગ્યો, તેથી શાહજે માનને; બાદશાહે મ્હોટી પદવી ઉપર મોકલવાને ઠરાવ કીધો; પણ શાહ જેમાને મોહોડેથી પોતાની હલકી પદવીનો, ધીકાર ન કર્તા લાંબા દિવસ સુધી ખામોશી પકડી; એ કેટલી સંતોષની વાત છે.

શાહરિયાર બાદશાહે પોતાના રાજ્ય મધ્યેનો થોડો ભાગ, શાહજે માનને આપવાનો ઠરાવ મનમાં કરી, તેને મ્હોટા તાર્તરી દેશનો રાજા ઠરાવીને ત્યાં જવાનો હુકમ કીધો; શાહજેમાને પોતાના ભાઈનો, ખૂશ

બાગીરીનો હુકમ રાજદરબારી રીતે, અતિશે નમન્તાઇથી કબુલ કરી, અને તેનો ઉપકાર માની કહુ કે, મ્હારા નસિબતો દલદ્રી અવસ્થામાં રહેવાનાં હતા; પણ તમો નામદાર બાદશાહની મેહરબાનીથી, હું તાર્તરી દેશનો રાજા થયો, તે વિશે આપ બાદશાહનો ઉપકાર, હુ બેનશીબ શાહઝેમાન કોઈ પણ દિવસે ભૂલનાર નથી; એવી રીતે નમનતાઈથી અરજ કરી, કુન્સ બજાવી, બેહુ ભાઇ ઘણા હેતથી મળી ભેટીને રજા માંગી; તેની શાથે બાદશાહે લાહવ લસકર, હાથી, ઘોડા, ખીજમતગાર વિગરે ઘણીક અસ બાબ અને ખજાનો આપીને, મ્હોટી આબરૂ ઇજતથી રવાનો કીધો; પણ પોતાના ન્હાના ભાઇની મ્હોબતથી, બાદશાહ કેટલાક દીવશ ગમગીન રહેતો હતો.

શાહઝેમાને પોતાના બાદશાહનો હુકમ ન ટાડતા, તેજ વખતે રસ્તે પડયો, પછી મ્હોટાભાઈની મ્હોબત સંભારીને ગમગીન થતો; પણ જેમ જેમ આગળ ચાલતો તેમ તેમ રસ્તાનો નવો દેખાવ, રમણીક જગ્યા, ઝાડ પાન, બાગ બગીચા, તરેહ તરેહ ફળ ફુલના ઝાડ, અને ઉપર લાગેલા લૂમકાં, તે ઉપર તરેહ તરેહના રંગી બેરંગી પક્ષીવો બેશીને, મિઠા સ્વરે ગાન તાન કર્તા, સાંભળી ઘડીક સંતોષ પામતો; આગળ ચાલતા બીયાબાન જંગળ નજરે પડતુ, તે વખતે કોઇ માણસ જાત કે પક્ષી, અને ઝાડ પાન દેખાતુ ન હતુ; તે વખતે પોતાનો ભાઇ, અને માતપીતા તથા મીત્રોની યાદ પડી દલગીર થતો. કેટલાક દીવસ એવી રીતે ચાલતા, તાર્તરી દેશમાં જઇ પોહતો, ત્યાના રાજનો સર્વે બંદોબસ્ત કરીને, શમર કંદ શેહરમાં, પોતાની રાજગાદીનું મથક ઠરાવ્યું.

શાહઝેમાને કેટલાક દિવસે ઘણી મહેન્તે, તાર્તરી દેશનો બખેડો પોતાની અકલના બળે, લડાઈ ન કર્તા સર્વે સમાધાન કીધું; અને પોતાનું રાજ કારભાર સારી રીતે ચલાવવાને, ઘણાજ અકલવાન અમીર ઉમરાવોને ઠરાવી, રાજદરબારી કામકાજમાં મસગુલ રહેવાથી, બેહુ ભાઈની મોહબતમાં થોડીક વીસરાંતી થઇ હતી.

છાપો—સપુત નામ સરદાર, કોઇ ઉપર ન કોપે;
સપુત નામ સરદાર, પિતાનું વચન ન લોપે;
સપુત નામ* સરદાર, ગયા આડ્ઢે જે સારે;
સપુત નામ સરદાર, હોય સમરથપણ હારે;
વળિ સપુત નામ સરદાર, તે કુટુંબનું પોષણ કરે;
સામળ કહે સપૂત સલક્ષણા, માતપિતા જેના ઠરે.

શાહજેમાને પોતાનું રાજ ચલાવવામાં, ઘણીજ નામદારી મેળવી, તેથી તાર્તરી દેશની આજુબાજુના, ન્હાના મ્હોટા રાજાવોએ, પોતાનો જમાઇ કરવાને ઘણીક માગણી કરી હતી; પણ તેણે મ્હોટા ભાઇનો દાખલો પકડી, અતિશે ખુબસૂરત એકજ રાણી સાથે ઘણી ધામધૂમથી લગન કીધા હતા. તે પછી રાણીની મ્હોબતમાં એટલોતો ગરક થઈ ગયો કે, તેને ઘડીક ન જોયતો ચેહન તેને ન પડે; અને બાહવરો બની જાય; તેવીજ રીતે તેની રાણી પોતાના ખાવંદ ઉપર પ્યાર, અને મ્હોબત બતાવતી હતી, તે એટલા સુધી કે શાહજેમાને ખાનુ જે દીવસે ન ખાધુ હોય, તે દિવસે તેની રાણી પણ ખોરાક તજે. તેવી રીતે દીવસે દિવસ મ્હોબત વધી પડી, તે વખતે શાહજેમાન એવું સમજતો કે, સર્વે પ્રાણી માતરનુ જીવવું ખોરાક અને પાણી વડે છે. તે ખોરાક પાણી જ્યારે મહારે માટે રાણી તજેછે, તો હવે મને દેશ પરદેશ કે શેકારે અથવા લડાઈમાં જવું પડેતો, મહારી રાણી ખાધા પીધા વિના મરણ પામશે. તેવી રીતનો વિચાર શાહજેમાનનાં મનમાં ઠસી બેઠાથી, દૂર દરાજ અને શેકારે જવાનું, રાણીના સંતાપથી અટકાવી; પોતાની રાણીની મ્હોબતમાં દીન ઉગતે વધારે ગીરફતાર થતો ગયો. એવી રીતે ઘણા દિવસ સુધી રાણીને વશ રહયો હતો.

રેખતો—ચમને કુચએ જાંનોસે, સદા આતી હયે,
નાજ કરતી હુઇ જો, બાદે સબા આતી હયે; ૧.

કોન ભારતા હયે દમે શરદ, જો રાતોંકુ મુદામ,
ચંનડી ચંનડી તેરે કુચેકી, હવા આતી હયે; ૨.
કીસકે મેં દસતે હી નાંઇંકા, હુ જખ્મી ઇયા રબ,
જો હરયેક જખ્મસે, ફેર ઓંગે હીના આતી હયે; ૩.
એલતેજા યારકી ખ્વાતા હયે, સારે શાંગસે દેલ,
રાત દેયા આતી હયે, એક સરપે બલા આતી હયે; ૪.
છોડ જાતા હયે જો પોહ, મુજકુ પેકીલા ઘરમે,
દરો દીવારસે રોનેકી, સદા આતી હયે; ૫.
દોશસે તાબકમર, ઓર કમરસે તાપા,
જુલ્ફી બલા આયે હુઇ, જુલકે દોતા આતી હયે; ૬.
છોમે આતા હયે, મસીહાસે ગે પુછ્કુ જાકે,
મરજે પેશક કી કુછ તુમકુ, દવા આતી હયે; ૭.
સુ બેહ કીસ તરેહસે હોગી, શબે તારીક ફેરાક,
નતો નીંદ આતી હયે, મુજકુ ન કજા આતી હયે. ૮.

કોઈ વખતે ઘરમાંથી એક બે દિવસને રસ્તે શિકારગાહે શાહજેમાન જાયતો, ઉપલી રીતે તેની રાણી પોકાર કરીને તે આવેથી કંટાળો આપતી.

શાહરિયાર અને શાહજેમાન, બેહુ ભાઇઓ પોતપોતાનાં રાજ કાર ભાર, અને અમન ચમનમાં મસગુલ રહેવાથી, દસ વરસ વહી ગયા. એક દિવસે શાહરિયાર બાદશાહ પોતાના બગીચામાં બેઠો હતો, તેની સાંમે અજાયેબ તરેહના શરાબના સીશા ભરેલા છે, નાચ રંગ થઈ રહાછે, તરેહ તરેહના ફુળ ફળની ખુસબો લેહકી રહેલા છે, તરેહ તરેહના પક્ષીઓ પોત પોતામાં વિનોદ કરેછે; તે જોઇ બાદશાહને બાળસનેહી, ન્હાના ભાઇની મ્હોબત યાદ પડવાથી, તેની મુલાકાત કરવાને આતુરતા થઈ, તે વખતે બાદશાહનો ચેહરો ફીકરમંદ થવાથી, તેની રાણી અતિશે પ્યાર અને મ્હોબતનાં નખરા સાથે, આવી ગળે વળગી બોશો લઈ, બાદશાહ

ને દીલગીર થવાનું કારણ પુછયુ, બાદશાહે હસીને જવાબ આપ્યો કે, મહારા શાહજેમાનની મુલાકાતે જવાનો વિચાર છે; રાણી નાજુક બદનનાં નખરા સાથે, ઘણીજ નરમાસથી બોલી, બાદશાહ સલામત; શાહજેમાનને જોવાને હું પણ ઇંતેજારી રાખુછુ. પણ તુ મ્હોટો બાદ શાહ છે; તે તાહારાથી ન્હાનો અને તાબાનો રાજા, માટે તેને તાહરી મુલાકાતે બોલાવવા જોઇએ, એવી રીતે બાદશાહોનો અસલથી રીવાજ ચાલતો આવેલોછે; પછી ખુદાવંદની મરજી. રાણીની અરજ અકલ બારેલી સાંભળી, બાદશાહ ઘણો ખુશ થયો.

બાદશાહ રાબેતા પ્રમાણે દરબારમાં ગયો, અમીર ઉમરાવ હાજર થયા, એટલે મુખ્ય વજીરને સરપાવ આપી હુકમ કીધો કે, મહારા ભાઈ થી જુદો પડવાને દસ વર્સ વહી ગયાછે, તેની મ્હોબત મને હર વખતે યાદ આવી, એહની ઉપજેછે; માટે તુર્ત હાથી ઘોડા, લાહવ લશ કર, ઈનામ, ઈકરામ અને ઘણોક ખજાનો સાથે લઇ, તાર્તરી દેશમાં તરો નામદાર જાવો; અને શાહજેમાનને કેહેવું કે મહારો પ્યાર તારા ઉપર અત્તિશે છે, જેટલો તારો પ્યાર મહારા ઉપર હશે, તેથી જાદા મહારો તારા ઉપર છે; મને રાત દિવસ નિદરા તને જોવા વિના આવતી નથી. એવી રીતે મહારી દુવા સાથે સંદેશો કહી, તેને બાઆબરૂથી મહારી મુલાકાતે આવવાને તેડું કરવું; અને તેને ઘણીજ માહવજત તથા બરદાસત સાથે લાવવો; મહારો એટલો હુકમ યાદ રાખજો કે તેના એક બાલને પણ ઈજા ન પોહચે તેમ કરવું; વજીરને શખત હુકમ થતાજ કુનસ બજાવી ઉભો થયો.

છપ્પો—શૂર કપાવે શીશ, ચતુર ચાકરી ચાહે ;
નાચેછે નૃત્યવંત, ગીત ગુણિજન થઇ ગાવે;
વિદ્યાવંત વિદેશ, જાચવા કારણ જાવે;
મજુર વહે શિરભાર, કષ્ટ કાશદ સહે કાયે;
જેજે ઉપાય અન્યાય જે; બુદ્ધિ બગાડે બારણે;
શામળ કહે શાણા સમજજો, દ્રવ્ય કમાવા કારણે.

બાદશાહનો મુખત્યારખાં નામે મ્હોટો વજીર હોવા છતા, પણ તે ચાકર કહેવાય; ધણીનો હુકમ બજાવવાની મતલબે, પોતાની વાહલી સ્ત્રી, બાળકો, તથા કુટુંબ કબીલાની મુલાકાતે, પોતાને ઘેર ન જતા, તાર્તરી દેશની મુસાફરીએ નિકલ્યો; એવી રીતે બુઝરોગોની કહેવત ખરી પડેછે. (ઉતમ ખેતી; મધ્યમ વેપાર; નકટ ચાકરી; નિદાન ભીખ; ન આવડે ભિખ તો વઇદુ શીખ.)

મુખત્યારખાં નામે વજીર રસ્તે પડવાથી, રસ્તાની રજ એંગતો ઉતાવળેથી, સમરકંદની હદમાં જઈ પોહતો; અને શાહજેમાનને સંધિશો મોકલ્યો કે, શાહરિયાર બાદશાહ તરફથી મુખત્યારખાં વજીર, નજરાણુ લાવેલો છે; અને તાહરી મુલાકાત લેવાને ચાહેછે. શાહજેમાને, મુખત્યારખાં નામે પોતાના બાદશાહનો વજીર આવેલો, સાંભલી મ્હોટી સ્વારી તૈયાર કરવાનો હુકમ કીધો. પોતે અને પોતાની દરબારનાં અમીર ઉમરાવોને સાથે લઇ, મ્હોટા દમામથી પોતાનાં શહેર બાહેર વજીરની સાંમે ગયો. તેની મુલાકાત તાકીદે લીધી; બાદશાહ તરફથી વજીરે લાવેલુ નજરાણુ, શાહાજેમાનને આપવાથી, તે ઘણો ખૂશ થયો; પોતાના બાદશાહ ભાઇનો અત્તીશે ઉપકાર માની, તેની એમ ખુશળતા પુછી વધારે ખુશ થયો; વજીર અને શાહજેમાન એકાંત બેશી ઘણીક ગુફતેગો કરી, પોતપોતાની ચતુરાઈથી હાસ વિનોદ કરી બેહુ ખુશ થયા. એવી રીતે હાસ વિનોદમાં, બાદશાહની મરજી કેટલીક છે, તેની મતલબ શાહજેમાને સમજી લીધી; તેની ખાતરી થઈ કે બાદશાહ અને વજીરનાં મનમાં, દગો ફટકો મહારા વિશે નથી. તેટલામાં વજીરે બાદશાહ તરફથી સર્વે ખુશાલી સાથેનો, વૃતાત અને પોતાને થયેલો હુકમ શાહજેમાનને જણાવયો.

શાહજેમાને, વજીર મુખત્યારખાંનો વૃતાત શાંભલી, તેના રૂવાટા ખૂશ ખૂશ થયા; અને અત્તિશે પ્રેમે ઉભો થઈ, વજીરને બગલગીરી કરી કહેછે કે; શું ગહારો બાદશાહ મુલાકાત કરવા ચાહેછે? ઓહો

ખુદાના હજારો શુકરાણા; શાહજેમાન બોલેછે હું એક અદના દલીદ્ર હાલતમાં, નાવારેસ પડેલો હતો, ખુદાની અને બાદશાહની મેહેરબાનીથી, મ્હોટા તાર્તરી દેશનો રાજા થયો; અને બાદશાહના મુખ્ય વજીર મૂખત્યારખાંની મારફતે, મને મુલાકાત કરવા માટે બાદશાહે તેડયો. ઓ ખોદા તાહરી રેહેમનો પાર નથી.

શાહજેમાન વજીરને ગળે વળગી કહેછે, ઓ બુઝરોગ મૂખત્યારખાં; બાદશાહના હુકમને હુ દીલોજાનથી તાબે છઉ; આ વખતે મને જેટલો સંતોષ પેદા થયોછે, તેટલો કોઈ પણ દીવસે થયો નથી. ઓ ઇશ્વર હુ કંગાળ પાપી ઉપર કેટલી તારી મેહરબાની થઇછે. હુ વારંવાર તારી વિનતી કરૂ છઉ કે, જેવી રેહેમદીલી હમણા મહારા ઉપર છે; તેવી હમેશા રાખજો. વજીરને શાહજેમાન કહેછે, બાદશાહ જારે મને જોવાની ઇંત્તેજારી રાખેછે; તો હુ તે જાહદાર બાદશાહની સેવામાં, કુર્નસ બજાવવાને દીલોજાનથી તૈયાર છઉ; આ વખતે મને ખોદાએ પાંખ આપી હોત તો, આ ઘડી આસમાન તરફ ઉડી જઇ, બાદશાહને કુર્નસ બજાવત; પણ નાચાર છઉ કે દુર દેશ પડયું બાદશાહની મુલાકાતને લાંબા દિવસ વહી ગયા, તેથી તેના મનમાં પ્રિતી ઓછી થઇ નથી, તેમ મહારા મનમાં પણ ઓછી થઇ નથી; હું બાદશાહનો તાબેદાર છઉ, તેથી તેના ફરમાવેલા હુકમ પ્રમાણે, આ દેશમાં રહી રૈયત અને બાદશાહની તાબેદારી કરૂંચ; હવે મહારા મનને ધીરજ રહેતી નથી. હમણા મહારા રાજ્યમાં બલવો કે ફેસાદ મુદલ નથી, હમણા હુ દશ દિવસની અંદરજ તમારી સાથે, આવવાની તૈયારી કરૂ છઉ; અને એટલા થોડા વખત માટે તમે, શેહરમાં આવવાને ખુશી હોવતો, આપ નામદારનું શેહર છે, પણ થોડા દિવસમાં પાછુ આપણાથી નીકલાશે નહી, કેમકે શહેરમાં આવેથી અમીર ઉમરાવો તરફથી, આપ નામદારની હજુરમાં જાફતો ઉપરા ઉપરી થશે; અને મને બાદશાહની મુલાકાતની ઇંત્તેજારી છે. જો તમે નામદાર મોજ મહ

જાનો લાભ, ચાહતા હોવતો શેહેરમાં ખુશીથી આવો. વજીર બોલ્યો જેને પોતાના માલિકના નીતિના કામો કરવા ગમે છે, તેને મોજ મહજા ઝેર જેવી છે. શાહજેમાન બોલ્યો, હુ તો આપ નામદારના હુકમને તાબે છઉ, ત્યારે એટલો થોડો વખત, દહેરા તંબુ હીયાજ રાખવાને તાબેદારનો વીચારછે, પછી આપ નામદારની મરજી; વજીર બોલ્યો એ ગજા તમારો વીચાર મને ઘણોજ પસંદ પડેછે; તમે સર્વે તૈયારી જલદી કરજો. શાહજેમાન કહેછે હું શેહેરમાં જઈ, આપ નામદારની બરદાસ્ત રાખવાને, મહારા વજીરને તાકીદ કરીશ. એટલે સર્વે પ્રકારે આપ નામદારની તાબેદારી થશે, અને મુશાફરીની હું તૈયારી કરૂ છઉ; કુન્સ બજાવી શેહેરમાં જાયછે.

શાહજેમાન શેહેરમાં આવી, પોતાનાં વજીરને હુકમ કીધો કે, આપણા બાદશાહના મુખ્ય વજીરને માટે, આરાકી પોશાકી અને તેને ખૂશ રાખવા, નાચ રંગ અને ખૂશી ખુરમી કરનારાને મોકલવા, તે સાથે અત્તિશે ઉત્તમ પ્રકારનું નજરાણુ વિગરે તાકીદ મોકલી આપવું; ખીજમતગારોને હુકમ કરો કે તેની ખીજમતમાં હાજર રહી, અત્તિશે બરદાસ્ત કરવી. તેવી રીતે વજીરને હુકમ કરી પોતે, આળસ ન કર્તા, મુસાફરીએ જવાની તૈયારી કરવા લાગો.

સાહજેમાને, મ્હોટી દબદબા ભરેલી એક દરબાર બોલાવી; તે વખતે સર્વે અમીર ઉમરાવો હાજર થયા, એટલે તેમાંથી અત્તિશે હુશીયાર અને વિસવાસુ, વજીરને રાજ્યનો મૂખ્ય ઠરાવ્યો. બાકીના સર્વેને હુકમ કીધો કે હુ પાછો આવું ત્યા સુધી, મ્હારા રાજ્યનો મુખ્ય આ વજીરને ઠરાવેલોછે; તમે મને જેમ આજ દીન સુધી માન આપતા, તેવી રીતે એ વજીરને માન આપજો, રાજ્ય ચલાવવામાં જેટલી મદત મને કર્તા, તેથી વધારે મહારી વતી મહારા રાજ્યના મુખ્યને સહલા સંપથી, એક વિચારે મહારી પાછલ રાજ્ય ચલાવવામાં મદત કરજો. શાહજેમાને તેવો ઠરાવ કરી, મુખ્ય વજીરને રાજ્ય કારભાર ચલાવવા માટે જેજે કહેવાનું

હતુ; તે સર્વે કહી દસમે દિવસે ઠરાવ પ્રમાણે નિકળવાનો ઠરાવ કીધો. બાદશાહ શાહરિયાર અને અમીર ઉમરાવ માટે, અમુલ કીંમતનું નજરાણું તથા સર્વે સરંનજામની તૈયારી કીધી; રાણીને શાહજેમાને કહ્યું કે બાદશાહે મ્હારી મુલાકાત લેવાને, મુખ્ય વજીર મોકલી તેડાવયો છે; માટે આજે હુ વજીરની છાવણીમાં જઈ રહીસ; પછી તેની સાથે ઈરાન દેશમાં જઈને, બાદશાહની મુલાકાત લઈ હુ પાછો આવીસ; તેટલી મુદત સુધી રાજ્યનો વહીવટ ચલાવવાને, બુઝરગખાં વજીરને ઠરાવેલોછે. મહારી ખાત્રી થાયછે કે, તે રાજ્ય કારભાર સારી રીતે ચલાવશે, અને તારી પણ સારી રીતે બરદાસ્ત રાખશે. મેં તેને ઘણીજ ભળામણ કરીછે; તેટલા શબ્દ રાણીએ સાંભળતાજ પોતાનું કપાલ પીટવા લાગી, માથાના બાલ છોડી નાખીને કળપાત માંડયો; અને કહેવા લાગી કે હુ રાણી એખલી કેમ રહીશ ? કે જે હમેશા તુ ખાનું ખાધા પછી હુ ખાનુ ખાનાર, અને પાણી પીવાડીને પીનાર, તેવી રાણી, તારા પીયાર અને મ્હોબત વિના કેમ જીવશે; હું મહારો જીવ આ ઘડીએ કાહડી નાખીશ ! એમ બોલી બેશુધ થઈ પડી. તે જોઇ શાહજેમાન ઘભરાટમાં પડયો, તુર્ત તેણે રાણીના મુખ ઉપર ગુલાબનું પાણી છાંટી હુશીયાર કીધી. તે વખતે.

રેખતો—તાશીર તેરે ઇશકને હરગેજ જરી ન કી,
મૈં કેયા કરૂં નસીબ ને કુછ યારી ન કી; ૧.
દેલ ભર સમજકે દેલકુ દીયા ઉસકે હાથમે,
દેલકુ લેજાકે ઉસને મેરી દીલ બરી ન કી; ૨.
યએ રશકે મુશતરી તેરી ખુબી કે સામને;
ખુરશેદ ને ભી જરા સી કુછ હમસરી ન કી; ૩.
નજદીક થા કે પોહોચે સેકંદર લબે હેયાત,
યએ એજર વાંહ તલક બલા કીયુ રહે બરી ન કી; ૪.
બખશેશ કે પીશ ગવહરે દેલ થા બે સોતમે,
કીંમત કુછ ઉસકી તુને તો યએ ઝવેહરી ન કી. ૫.

શાહજેમાનની સાંભે રાંણી જોઇ બોલી, એ રાજા હું કદી પણ તારી મ્હોબત વિના રહેનાર નથી; જો તુ મહારી જીંદગીની ગરજ રાખે તો, તુ મને એકલી મુકી જનાર નથી. એવી રીતે શેકડો સ્ત્રી ચરીત્ર તેણે કીધા.

છપ્પો—નાવ વિના જે નાર, કલંકતો પગલે પગલે;
નાવ વિના જે નાર, પાપતો ઢગલે ઢગલે;
નાવ વિના જે નાર, સતિપણું તો નવ સૂજે;
નાવ વિના જે નાર, બુદ્ધિ એકે નવ બુઝે;
છે નાવ વિના જે નારિયો, તસ્કર કેરે તોલ છે;
શામળ કહે અબળા એકલી, બહુ અવગુણના બોલછે.

નાવ તે ધણી નાર એટલે સ્ત્રીવો, એખલી રહેવાથી લછન લાગે, માટે રાણીના સ્ત્રી ચરીત્રના શબ્દો સાંભળી, પ્રથમતો શાહજેમાન ગભરાટમાં પડયો, પણ ધીરજ પકડી એટલે તેને યાદ આવ્યું, કે મેં સ્ત્રીવોનાં ચરીત્ર વિશે ઘણા પુસ્તકો વાંચેલાછે. રાણીના કહયા પ્રમાણે બાદશાહની મુલાકાતે ન જાવુ તો, રાજપાટથી બરબાદ થાવુ. રાજથી રાણી મળી ત્યારે રાજને સંભાળવુ; એ ડાહાપણનું કામછે. માટે તેની સાથે વધારે તકરાર ન કર્તા મેહેલમાંથી ચાલ્યો.

શાહજેમાન પોતાના ઠરાવ પ્રમાણે દશમે દીવસે, પોતાના રીસાલા સાથે શેહેરની બાહાર આવી, બાદશાહના વજીરને મલ્યો; અને તેના તંબુની પડોશમાં પોતાનો તંબુ નખાવી રહયો; રાતના વજીરની સાથે ખાનુ ખાધુ, અને તરેહ તરેહની રમુજી વાતો કરી વજીરને ખુશ કીધો; પ્રરોઢીએ તે જગ્યાએથી રવાને થવાનો ઠરાવ કીધો. પછી બેહુ પોત પોતાના તંબુમાં આરામ કરવાને ગયા. વજીરે રમુજી વાતો સાંભળી ખુશ થયેલો હતો, તેથી બીછાના ઉપર પડતાજ ઘોરવા લાગ્યો. શાહજેમાન પોતે તંબુમાં જઈ બીછાના ઉપર સુતો કે, તર્ત તેની મહોબત ભરેલી રાણી યાદ આવી,

કેટલીક ઘડી સુધી વિચારમાં પડયો, એનીગમથી પેલીગમ પછાડા મારત બાર વાગા, પણ તેને નિદરા ન આવી; રાણીની મહોબતને આધીન થયો. તેણે વિચારયુ કે રાણીનો ખરો પ્યાર માહરા ઉપર છે; અને હુ પરદેશ જવાથી તેને ઘડીક પણ ચહેન પડસે નહીં; એવી રીતે તેના મન ઉપર અત્તિશે અશર થવાથી, સેવટે તેણે ધારયું કે રાણીને એક વખત મળી આવુ. જરાક તેણે વિચાર કર્તા સંધેય પડયો કે, હુ શેહેરમાં પાછો જઈસ તો, વજીરને માલમ પડેથી, તેનાં મનમાં હજારો અંદેશા આવશે; પાછો બીછાના ઉપર પડયો, પણ તેને નિદરા ન આવતા રાણી ની મોહબતે, બેચેહની અત્તિશે વધારી મુકી; આખરે તેણે નિશ્ચે કીધો, કે કોઈને ન જણાવતા, તંબુમાંથી નિકલી ગુપ્ત માર્ગે એખલો જઈ આવું.

શાહજેમાન છુપે પોશાકે, અને હથીયાર બંધ થઈ એખલો નિકલ્યો; રસ્તે ચાલતા આજુબાજુએ, જોયતો અંધારી રાત, કોઈ માણસ કે જના વર ન દેખાય; આગળ ચાલતા શેહેરનો દરવાજો આવ્યો. તેને વિચારયું કે દરવાજેથી શેહેરમાં જવાથી, શીપાઈઓ અને ગામના રહેવાશીને ખબર પડે, માટે આડે માર્ગે શેહેરમાં જઈ રૈયત અને અમલદારોની ચરચા જોવું. એવી રીતે વિચાર કર્તો ચાલેછે; એટલામાં શેહેરમાં જવાનો ગુપ્ત માર્ગ, સોધીને ગામમાં દાખલ થયો. રૈયત અને અમલદારની ચોકસી કર્તો ચાલ્યો જાયછે; એટલે રાણીના મેહેલ નજીક આવી પોહતો. રાણીની મોહબતથી દીવાનો બનેલો હતો, માટે તેણે વિચાર કીધો કે, મેહેલમાં જ વાનો સંધેશો કેવડાવવો, એટલી વીલમ શા માટે કરવી? રાણી ઉપર તે અત્તિશે પ્યાર રાખતો, તેથી રાજા એમ સમજતો હતો કે, હુ એકદમ રાણી પાસે જઈ ઉભો રહીસતો; તે એકાએક મને જોઈ કેટલી ખૂશ થશે? અને તેમાંથી કેટલો પ્યાર વધશે? એવી રીતે રાજાના મનમાં ભ્રાંતી હતી, તે એમ સમજતો કે જેવો મહારો પ્યાર રાણી ઉપર છે, તેમજ રાણીનો ખરો પ્યાર મહારા ઉપર હશે. તેથી બારી વાટે એકદમ શાહજેમાન ઝડ

પછી મેહેલમાં ચહડી ગયો. શાહઝેમાન રાણીને ભોળા ભાવે મળવા ગયો. મેહેલમાં આસ્તે જઇ જોયેછતો * * *

રાણીએ હજારો સ્ત્રી ચરીત્ર કરવા છતા, રાજા પોતાના રીસાલા શાથે પ્રદેશ કુચ કરી ગયો; એવી રીતે રાણીની ખાત્રી થઇ હતી, એટલુંજ નહી પણ તે ધારતી હતી કે, રાજા ફરીને શેહેરમાં આવનાર નથી. તે રાણી આગા ઉથી એક હલકી જાતનાં ખીદમતગાર સાથે લાગુ હતી, અને તેવામાં રાજા ગયા પછીતો, રાણીના મનમાં જેમ દીવાલી કે ઇદનો તેહવાર હોય, તેવી ખુશી ખુરમી કરવાને ઇંતેજારી થઇ. પુષ્કળ મીણબતી મેહેલમાં સલગાવી, આખો મેહેલ શણગારી ઝળ ઝળાટ કીધો, ફુલના હાર અને ગજરાનો બાબ બનાવ્યો, તરેહ તરેહના મેવા અને મીઠાઇના ખૂમચા ભરાવ્યા, તરેહ તરેહના રંગી બેરંગી દારૂના સીશા ભરવ્યા. તે રાણી અને તેના યારે પોતાનું શરીર અને પલંગ ફુલોથી શણગારેલુ હતુ, તે બેહુએ મનને ગમતું ખાનુ ખાઇ, બેશૂમાર દારૂ પીધાની ઝુમમાં મસગુલ થઇ, યારને ગળે વળગી રાજાના બીછાના પર, બેહુ એશ આરામે પડેલા હતા.

શાહઝેમાન મેહેલમાં જઇ જોયેછે શુ? આજે ઇદ કે દીવાલી છે? શુદ્ધિમાં આવી ના તેતો નથી. વખતે બેટો જન્મવાની ખુશાલીતો નહી હશે? રાણી ગર્ભવાન પણ ન હતી. આમ તેમ મેહેલમાં હરતા ફરતા આરામગાહમાં જઇ પોહતો; ત્યા જઇ જોયછે તો પોતાની રાણી, પોતાના એક નીચ જાતના ખીદમતગારને ગળે વળગી, રાજાના બીછાના ઉપર પડેલી છે. એવી રીતે રાણીની બદ ચાલ જોઇ, એકાએક તેની શુધ બુધ ઉડી ગઈ; અને બેશૂદ્ધ ઠાંબલા જેવો ઉભો રહયો. થોડીક વારે શુદ્ધીમાં આવી જોયછે, અરે હુ શુ સ્વપનુ જોવૂ છઉ કે જાગરૂતીમાં છઉ. તે વીશે તેનાથી નિશ્ચે ન થયુ. એવી રીતે ગભરાટમાં એક ઘડી વહી જતા, તેની શુદ્ધ, સ્થિર થવાથી જોયછે તો, ઉપલી સર્વે વાત ખરીછે. તેનો નિશ્ચે થવાથી તેના શરીરના રૂવાટા ઉભા થયા, તેનું લોહી ગર્મ

ભભુકા જેવુ થયુ. તેની આંખોના ડોળામાં ખૂન વરશી ગયુ ; અરે હુ રાજા, અને મહારી સ્ત્રીને પતિવ્રતા જાણતો, હું તેની ઉપર એટલોતો પ્યાર રાખતો, હું તેની કેટલી ખરદાસ્ત રાખતો, તેની ખીજમત કરવાને દાસીયો આપતો, તેના શરીર ઉપર ઝવેરાતના ઢગલા ચઢાવતો, હું તેને માટે દેશ પરદેશ કે શીકારગાહે પણ ન જતો. તેટલુ કરવા છતા એ બદ શૂરત બેઈમાન થઇ. એવી રીતે હજારો વિચાર તેને યાદ આવેથી, તેનાં શરીરમાં જુસ્સો એટલો તો વધી પડયો કે, તેને કંઈ પણ સૂજ ન પડે. પછી તે પોતાના મનમાં વિચાર કરવા લાગો કે, અરે વો હીમતવાન દુષ્ટ માણસો એજકે; અરે હું રાજમાંથી હમણાજ ગયો કે ન ગયો; હજુતો હુ શેહેરના કીલ્લા બાહેરજ પડેલો છઉ; તેટલામાજ હાયો અનર્થ ! અરે દુષ્ટો તમને મહારા ભયંકર, અપરાધની શિક્ષા કેહેવી રીતે થવી જોઇએ ? હુ રાજા છઉ પોકાર કરતો અમીર ઉમરાવો આવી, બેહુના ચોટલા પકડી દરબારમાં ઘસડી લઇ જાવુ ? અરે છી એ કામતો ફજેતીનું છે. તેમ કરવાથી ગામે ગામના રાજા અને અમાર ઉમરાવ તથા રૈયતમાં મહારી હશી થશે; કે શાહજેમાનની રાણી, એક અદના અને નિચ ખીજમતગાર સાથે લાગુ હતી; એ ખબર ફેલાવાથી રાણી ઉપરતો ફીટકાર પડશે, અને મહારી કેટલી હશી થશે નહી વારૂં ? હુ તાર્તરી દેશનો રાજા અને મહારી રાણીનો અપરાધ માફ કરૂ તો, ગરીબ રૈયતની સ્ત્રિયો પોતાના ધણીનાં તાબામાં કેમ રેહેશે. માટે રાણી અને આ દુષ્ટ ચાકરના અપરાધની શીક્ષા મહારે હાથેજ કરવી ઘટેછે; એવી રીતે રાજાએ નિશ્ચે કરીને મ્યાનમાંથી તરવાર ખેંચી, બીછાના પાસે જઇ ગુસ્સામાં કહેછે, અરે દુષ્ટો તમારા કીધેલા અપરાધની શિક્ષા થવા વિના હવે ચુકશે નહી; એવુ બોલતાજ જોસ્સાથી તરવારના એક ઝટકાથી, બેહુના બબે કટકા કીધા. તેની લાસને ચાદરમાં ગુંડાળી, કોઇ ન જાણતા મેહેલ બાજુની ખાઈમાં, બારી વાટે ફેંકી દીધી.

છપ્પો—પર સ્ત્રિથી સુખ હાણ, પર સ્ત્રિ સંગે પાપ;
પર સ્ત્રી નરકનિ ખાણ, ત્રિવિધના ઉપજે તાપ;
પર સ્ત્રી ગત પ્રભુ દૂર, પર સ્ત્રી ગુણ ઘટાવે;
પર સ્ત્રિ તાતી તરવાર, કોઈ દિન શીશ કટાવે;
પર નારીને જે પર હરે, તે ડાહયા કહેવાયછે;
શામળ કહે પરનારી સંગથી, જીવનૂ જોખમ થાયછે.

શું ગજબની વાત; રાણીનો દેખાવ કેટલો ભળમણશાઈ ભરેલો, અને તેના ધણીની ખેરખા ચાહનારી જણાવા છતા, એવુ બદકામ કર વાને તે ચુકી નહી, તેથી બેહુના જાનની ખરાબી થઈ; ત્યારે સ્ત્રી જાત નો ભરોસો કઇ રીતે રાખવો ? કેટલાક ગ્રહસ્થો પોતાની પરણેલી સ્ત્રી વોને ઘણીજ સકંજામાં રાખેછે, પણ કેટલાક વેશ્યા સ્ત્રીવો ઉપર ભરોશો રાખી, તેના હાથે ઠગાયછે; એટલુજ નહી પણ પોતાની કે બાપદાદાની, ઘણીજ મુશકેલીથી મેળવેળી માલ મીલકત, ખરાબ કરી પોતે આખરે નાચારી હાલતમાં આવેછે; એ કેટલી અફસોશની વાત છે.

એ પ્રમાણે પોતાની રાણીને અને તેના યારને શજા કરી, શાહજે માન જેવો ગુપ્ત રીતે શેહેરમાં આવેલો હતો, તેમજ પાછો તંબુમાં આવી થયેલી વાત; કોઇને ન જણાવતા બીછાના ઉપર શુતો.

છપ્પો—ગાંડા પણ ગુણવંત કદી ગોટમ નવ માણે;
નહી ટેક તરતીબ, અહુંપદ મન નવ આણે;
વાંકા ચુંકા ન થાય, બોલ નવ વાંકા બોલે;
પોતે થાય ન પ્રૌઢ, પરો પડદો નવ ખોલે;
પણ વિર હાક વાજે જહાં, ત્યાં ધીરજ મનમાં ધરે;
પછિ જયમ ગોલા ચોખા છડે, વેરિ ઉપર કર વાવરે.

પરોઢીએ ઉઠી પોતાનાં ચાકરોને, તંબુ ઉપાડી કુચ કરવાનો હુકમ

કીધો; રાજાનો હુકમ થતાજ ચાકરોવોએ તાકીદે તૈયારી કરી; સૂર્ય ઉગ
તા પહેલા વજીર અને શાહજેમાન, પોત પોતાના ઘોડા ઉપર શવાર થઇ,
જલદીથી રસ્તે ચાલવા લાગ્યા. રાજાની શવારી ચાલતા નોબત ઇત્યા
દિકના વાંજીત્ર વાગવા લાગ્યા; તેથી રૈયતને મોહટી ખુશી ઉત્પન્ન થઇ,
તેથી હજારો તમાસગીરોનાં ટોલા બંધાઇ; ખુશીના પોકારો કરવા લાગ્યા.
તેના જવાપમાં રાજા નમન્તાઇથી શળામ ઇકરામ કરી, ઉપર ઉપરથી
ખુશી દેખાડતો; પણ તેના જીગરમાં દુષ્ટ રાણીનું બદકામ યાદ આવી, જેમ
છાતીમાં એકાએક તિર લાગી વિંધાઈ ગયેલું હોય; તેમ અતિશે દુઃખ
થતુ. તેવો દેખાવ સ્વપનામાં પણ તે નહી ધારતો હતો. રાણીના દુષ્ટ
કામથી હમેશા ઉદાસ અને બેચેહેનીમાં ફકત રાજા હતો; તારતરીથી ઇરાન
દેશ શુધીનો આખો રસ્તો તેણે હાય, અફશોસમાજ ગુજારયો.

શારિયાર બાદશાહની હદમા, શાહજેમાનનો રીશાલો પોહતાથી, તંબુ
દહેરા ત્યાંજ નખાવી બાદશાહને જાણ કરી. શાહજેમાન આવવાના
સમાચાર લાવનારને, બાદશાહ ઘણા માન સાથે ભેટી, તૂર્ત મોહટી
સવારી તૈયાર કરવાનો હુકમ કીધો; તે સાથે પોતાની દરબારના સર્વે
અમીર ઉમરાવ તથા લાહવ લશકરને સાથે લઇ, મોહટા દમામથી શેહેર
ની બહાર આવ્યો. બેહુ ભાઇઓ, એક બીજાને દુરથી જોતાજ, તેવોને
બેશૂમાર ખુશી ઉત્પન્ન થઈ; પોત પોતાના ઘોડા ઉપરથી ઉતરી, એક
બીજાને કકડાવી ભેટી ખૂશીના અતિશે પોકાર માર્યા; બાદશાહ સાથે
આવેલા અમીર ઉમરાવ અને રૈયતે, અતિશે નમન્તાઇથી તાર્તરીના
રાજાને ફ્રુન્સ બજાવી, તેના હકમાં દુવા માંગી; તેનો જવાપ આપતા
શાહજેમાને, એટલાતો બાદશાહની, તેના અમીર ઉમરાવ અને રૈયત
ની તારીફ કીધી કે; બાદશાહ અને તેની સાથે આવેલા સર્વે ગ્રહસ્થો,
સાંભલી ઘણા ખૂશ થયા. તે વખતે ત્યાજ એક મોહટી દબદબા ભરેલી
દરબાર કરી, અને બાદશાહ માટે અમુલ કીંમતનું શાહજેમાને લાવેલું

નજરાણું બાદશાહને નજર કીધુ, અને તેના અમીર ઉમરાવ તથા રૈયતને ઘટતા ઈનામ ઇકરામો બખશીને ખુશ કીધા.

છપ્પો—કામ ક્રોધ ને લોભ, મોહ માયા નવ મંડે;
અહંકાર અભિમાન, છક છળ ભેદજ છંડે;
પરધનને પર નાર, તજે પર નિંદા પ્રીતિ.
સત્ય સાથ સંબંધ, રજો ગુણ રાજરીત;
દે દાન માન સનમાન, શુભ પરમાર્થ પ્રીતે કરે;
જે ગ્રહસ્થમાં ગુણ એટલા, તેના ઇકોત્તેર ઉદ્ધરે.

ઇનામ ઇકરામ આપીને સભા બરખાસ કીધી, બાદશાહ તરફની સવારી તૈયાર થઇ, તેની સાથે શાહજેમાનની સવારી ચાલી. બાદશાહ અને શાહજેમાન પોત પોતાના ઘોડા ઉપર સવાર થયા, અને શેહેર તરફ સર્વે રીશાળા સાથે ધામધૂમથી ચાલ્યા, તે વખતે તરેહ તરેહનાં વાજીંત્રો વાગવા લાગ્યા. એટલામાં બાદશાહની સર્વે રૈયત ટોળે ટોળા રસ્તામાં ભરાઇ, બાદશાહ અને રાજાને હજારો માણસો, અતિશે ખૂશીમાં મોહટા અવાજે આશીસ દેવા લાગ્યા.

શાહજેમાનમાં ઉપલા છપ્પાનાં સર્વે ગુણો હતા, તેથી તેણે તુર્ત પોતાના ખજાનચીને હુકમ કીધો, કે ગરીબ રૈયતને તેની મરજી પ્રમાણે બક્ષેશ કરવી. તેવો હુકમ થતાજ ખજાનચીએ અશરફીનો, જેમ વરસાદ વરસતો હોય તેમ વરસાવ્યો. તેવી રીતે લાખો ગરીબોના દલીદ્ર ચૂર કીધા. સવારી આગળ ચાલતા, બાદશાહના મેહેલ નજીક ગયાથી ઉભી રહી. બાદશાહે પોતાના ભાઇને ઉતારો આપવા માટે, પોતાના રહેવાનાં મેહેલની નજીકમાં, શણગારેલો એક મેહેલ હતો, તે બેહુ મેહેલની વચમાં ખૂશનુમાં ફળ ફુલથી ભરેલો એક બગીચો હતો. તે બગીચામાંથી બેહુ મેહેલમાં જવાનો રસ્તો હતો, તે મેહેલ મોહટી મોહટી મેજબાનીઓ તથા ખ્યાલી ખુશાલી; અને નાચ રંગ કરાવવાને, વાસ્તે બાદશાહે બંધાવેલો

હતો, તેથી તેને અતિશે ખુબશુરત શનગારેલો હતો; એટલુજ નહી પણ ચીન દેશના નામીચા ચીતારી પાશે આબેહુબ રમુજી ભરેલા ચીત્રોથી આખો મેહેલ ચિત્રાવેલો હતો. શાહજેમાનને તે મહેલમાં ઉતારો આપ વાને જ્યારે બાદસાહે ઠરાવ કીધો, તે વખતે તે મેહેલમાં એટલીતો ખૂબશૂરત ચીજો ગોઠવી કે, તેની શોભામાં અતિશે વધારો થઈ ઝળ ઝળાટ થયો હતો.

સાહજેમાનને ઉતરવાને બાદશાહના ઠરાવ પ્રમાણે, શનગારેલા મેહેલ તરફ સર્વે સવારી લઈ જઈ, તે મેહેલમાં ઉતારો આપયો. તાર્તેરીના રાજાની સવારી મેહેલમાં પોહતાથી, તેની સોભા જોઈ ચકીત થયા હતા. બાદશાહે તેની ખીજમત કરવા, શેકડો માણસો રાખેલા હતા. શાહજેમાન રસ્તાની મુસાફરીથી થાકેલો હતો, તેથી તેને થોડીક ઘડી વિસામો મળે, અને મુસાફરીનો પોશાક બદલી બાદશાહી પોશાક પેહરે, માટે બાદશાહ સર્વે તેનો બંદોબસ્ત કરી, ઝાઝી વાર તેની પાસે ન બેશતા, જલદી ઉઠીને પોતાના મેહેલે ગયો. ત્યાર પછી તાર્તેરી રાજાના ખીદમતગારોએ, તેના શરીરે અજાયેબ તરેહની, સુગંધી ભરેલુ તેલ, મરદન કરી ગર્મા ગર્મ પાણીથી નવાડી, બાદશાહી પોશાક પેહ રાવ્યો. તેટલામાં તરેહ તરેહનુ ખાવાનું પકાવેલુ હતું, તે પેટ ભરી ખાઈ પીને થોડીકવાર આરામ કીધો. બપોર પછી થંડો વખત થયો, તે વખતે બગીચાના ફળ ફુલની થંડી લેહેરી આવવા લાગી, એટલે બાદશાહે હુકમ કીધો કે, તુર્ત શાહજેમાનના મેહેલમાં, સર્વે અમીર ઉમ રાવની દબદબા ભરેલી દરબાર ભરવી.

બાદશાહનો હુકમ થતાજ સર્વે અમીર ઉમરાવ, જડાવ તખતની આજુબાજુએ, પોત પોતાની જગ્યાએ બેઠા. એટલામાં બાદશાહ આવી, પોતાના ઝવેરાતના જડાવ તખત ઉપર બેઠો; અને શાહજેમાનને પોતા ની પાસે તખત ઉપર બેસાડયો. તે વખતે સર્વે અમીર ઉમરાવ અને

ન્હાના મોહટા, અમલદાર ઉભા થઈ, બેહુ રાજવંશીને માન આપવા, નકીએ પોકાર કીધો. તે વેળા બેહુ રાજવંસીવોએ, આબરૂ ઈજતથી સર્વે અમીર ઉમરાવને માન આપી, સભા બરખાસ્ત કરવાને ફરમાવ્યુ; એટલે સર્વે અમીર ઉમરાવો ઉભા થઇ, પોતાના દરજ્જા પ્રમાણે કુન્સ બજાવી ચાલતા થયા. બેહુ ભાઈઓ એખલા રહેવાથી, એક બીજા સાથે ગોફતેગો કરવા લાગ્યા; તે જોઈ ચોબદાર, અને ખીજમતગારો, પોતાની અદબ શીર દૂર જઈ ઉભા. બેહુ ભાઇઓ પોત પોતાના, પ્યાર અને મોહબતની તથા પોત પોતાના રાજ્યની, તારીફ અને ખામીની વાતો ચલાવી; તેમાં એક બીજા ઉપર બેશુમાર પ્રીતીનો દેખાવ જણાતો હતો. તેવોનની ઘણા દિવસે મુલાકાત પાછી થઇ, તેમાં એકબીજા ઉપર મોહબતનો, અતિશે વધારો થવાના કારણો બતાવતા, અને ખુશી થતા; એટલામાં રાત પડી. બાદશાહે જાણ્યું કે શાહજેમાન મુસાફરીની મેહેન્તે થાકેલો હશે, માટે તેને આસાયેશ મળવી જોઇએ. તેવો વિચાર મનમાં લાવેથી, વાતો આગળ ચાલતા અટકાવી; બાદશાહે કહયું કે તમે થાકે લાછો, માટે ખાનુ આપણે બેહુ જણા સાથે ખાઇએ, પછી તમે આરામ કરો, અને હું મેહેલ તરફ જાવું. શાહજેમાને પોતાના ખીજમતગારને ઈશારત કર્તાને વાર, તરેહ તરેહનુ ખાનુ લાવી હાજર કીધુ; બેહુ ભાઈએ ખાનુ ખાઈ આશુદા થયા. બાદશાહ પોતાના મેહેલ જવાને ઉભો થાય, તેની અગાઉ શાહજેમાન ઉભો થઈ, બાદશાહને દરવાજા સુધી મુકવા ગયો; અને ઘણીજ નમનતાઈથી કુન્સ બજાવી વલાવ્યો.

શાહજેમાન પાછો ફરતા, તેને મેહેલની રમુજ જોવાની ઇચ્છા થઇ. મેહેલમાં ફરતા તરેહ તરેહની ચીજો જોતા, એકાએક અતિશે ખુબસુરત ઓરત ઉપર, કોઈ જુવાન પુરૂષ આશક પડેલો, અને એક બીજાને ગળે વળગેલાનું ચીત્ર, આબેહુબ જોવાથી, કમનશીબ પોતાની રાણીએ કરેલી બદફેલી યાદ પડી, તેથી જેમ એકાએક કલેજામાં કોઈએ આવીને, ખંજર

મારયું હોય, તેવો જખમ તાજો થયો. તે ચીત્ર જોતાજ તેને શુદ્ધ બુદ્ધ ન રહી. થોડોક વખત બેશુદ્ધીમાં વહી ગયો. પાછો જરા શુદ્ધીમાં આવ્યો; અને ચારે તરફ જોતા પોતાનો મેહેલ ન હોવાથી, પાછો ગભરાટમાં પડયો; એટલામાં તેને યાદ આવેથી ખાત્રી થઇ કે, બાદશાહના મેહેલમાં ઉતરેલો છો. એનીગમ પેલીગમ ફરતા એક ઝળકાટ ભરેલો, ઓરડો શનગારેલો જોયો, તેની અંદર જઈ જોયછેતો, ઝવેરાત જડેલો મોહટો પલંગ છે, તે ઉપર રેશમી અને કીનખાપના બિછાના બિછાવેલાછે. ચંપી કરનાર ચાકરો હાજર હતા. તેની પાસે જઈ ચારે બાજુએ જોવા લાગો, એટલે ખીજમતગારો ઘણીજ નમ્રતાઇથી, કુન્સ બજાવી ઉભા રહયા; તેણે અરજ કીધી કે જહાપન્હા, આપને આરામ કરવા માટેજ, આ પલંગ તૈયાર કરેલોછે.

શાહજેમાન તે બિછાના ઉપર શુતો, એટલે ખીજમતગારો આવી, તેની ચંપી કરવા લાગ્યા; ચંપી કર્તા થાકી ગયા, પણ તેને પોતાની રાણીના, બદ કામો યાદ આવેથી નિદ્રા કેમ લાગે ? તે બીચારો એણીગમ પેલીગમ પછાડા મારે, પણ તેની આંખે આંખ ન મળે; તેના જીવે જાન બાદશાહ ભાઇની, ઘણા દીવસે મુલાકાત થઇ હતી, તેની સાથે ખુશીમાં વાતો કર્તા, થોડો વખત પોતાનું દુઃખ વિસરેલો હતો; પણ તે એખલો પડથી; સ્ત્રી પુરૂષને ઇશકમાં સુબંદ્ધ થયેલાનું ચિત્ર જોવાથી, તેના મનમાં દુઃખનો ઉભરો પાછો થઇ પડયો; તે એમજ બોલતો કે શું ગજબ ? અરે બેશહુર, હું મુસાફરીએ નિકળવાનીજ તું રાહ જોતી હતી !!! તેણે પોતાના મેહેલમાં જોયલા રાણીના, દુષ્ટ કામો તેની નજરે વારંવાર પડતા.

છાપો—દુઃખે સદ બુદ્ધિ, દુઃખે ભણતર નવ ભાવે;
દુઃખે ડહાપણ દૂર, દુઃખ કૂડ કપટ કરાવે;
દુઃખે દેહમાં રોગ, તેજ તનનુતો ત્રાસે;
દુઃખમાં લીલા લેહેર, પલક ન આવે પાસે;

દુઃખ દાવા નળમાં ડુબિયો, જરીયે શાંતી નવ જડે;
હશવું નવ આવે હેતથી, ફુલ મુખમાંથી કયેમ ઝરે.

દુષ્ટ રાણીના કામનો વિચાર પોતે મનમાં, નહી લાવવાને વારે ઘડીએ ઘણુંજ મન વાળે, અને નિશ્ચે કરે કે, તે દુષ્ટોને શજા કરીશે; હવે તે વાતનો વિચાર ડાહયા માણસે, મનમાં લાવવો ન જોઇએ; પણ ઘડીકમાં તેના મન ઉપર પાછી અસર થવા લાગતી, શેવટે અતિશે કંટાલ્યો; તે વખતે બોલ્યો જેટલા દુઃખ દાયેક વિચારો, આવવાના હોય તેટલા આવો; એમ બરબડતા બીછાના ઉપરથી ઉઠીને બેઠો થયો.

છપો—સરશ ઘાવ સમશેર, જોરથી લાગે ઝટકો;
કહિએ ભલો કટાર, પાર ઉતરે નહિ ખટકો;
બરછી રૂડાં બાણ, પ્રાણ કાઢે તે વેળા;
ગોળી હણતાં સૂખ, ભાગ નવ થાયે ભેળા;
વળી આયુધ છત્રીશે તણા, સહન ઘાવ તે સોહલા;
સામળ કહે માધવને, વિના વ્રહ દુઃખ દોહલા.

હરયેક માણસને છોકરાનું, સ્ત્રિનું, ભાઇનું, ચિંતાનું, ધનનું, રાજ પાટનું ઇત્યાદિક દુઃખ આવી પડેથી; મનને અતિશે સંતાપ થઈ, શરીરે શેકડો રોગ થાયછે; તેવી અવસ્થા તેની થઇ, પણ તે પોતે ચતૂર હતો તેથી, ખીજમતગારોએ તેનો ભેદ ન સમજયા, અને અત્તિશે વિચારમાં પડયા. એવી રીતે આખી રાત, તેને જાગરણમાંજ કાઢી, અને ખીજમતગારો કંટાલી ગયા, એમ કર્તા સહવાર થયું; એટલે બાદસાહ પાસે રાતનો થયેલો, વૃતાત ખીજમતગારોએ મોકલ્યો.

શાહજેમાને વિચાર્યું કે, આજે બાદશાહની કચેરીમાં જવુ પડશે, માટે તુર્ત નાહી ધોઇ નવો પોશાક પેહરીને બેઠો. તેટલામાં ખીજમત ગારે તરેહ તરેહનો નાસતો લાવ્યો, નાસતા ઉપર તે બેઠો અને થોડું ખાધુ ન ખાધુ કે, એક ખીજમતગારને, દોડતો અને ગભરાતો આવતો

દીઠો. તેને પુછયું કેમ ? શા માટે ગભરાયછે ? તે બોલ્યો જનાબ બાદ
શાહ આવેછે. બાદશાહ આવ્યાનો પેગામ સાંભળેથી, ઝડપે ઉઠી ઉભો
થયો; અને દરવાજા સુધી, સાંમે દોડી ગયો. તેને કુન્સ બજાવી તેના હાથ
ચુંબી, બેહુ સાથે મેહલમાં પાછા આવી, બાદશાહને તખત ઉપર
બેશાડયો; પોતે તેની સાંમે બેઠો, પણ બાદશાહનો પ્રેમ તેના ઉપર અતિશે
હોવાથી, હાથ પકડી તેને પડોસમાં બેશાડયો; બેહુ હાસવિનોદની વાતો
કરવા લાગ્યા. શાહજેમાને પણ અનેક વાતો બાદશાહને રીઝાવવા
ને કર્તો. હાસવિનોદ કર્તા બે કલાક વહી ગયા, તેટલામાં બાદશાહની
નજર એકાએક, શાહજેમાનના ચેહરા ઉપર પડવાથી, તેનો ચેહરો ફીકો
પડેલો, અને તેની કાંતિ ક્ષિણ થયેલી જોઈ. બાદશાહને ધબરાટ થયો
અને પોતાના મેહલમાં જવાને તૈયાર થયો. એટલે ઝડપથી શાહજેમાન,
ઉઠી આદરમાનથી, દરવાજા શુધી મુકી કુન્સ બજાવી, પાછો મેહલમાં
આવ્યો. બાદશાહ, પોતાને મેહેલે જવા પછી, વિચાર કરવા લાગો કે,
શાહજેમાનનો ચેહરો ફીકો શામાટે પડેલો હશે ? તેને ખરાબ લાગવાનુ
કારણ મહારે હાથે, કઇ પણ બન્યુતો નહી હશે ? મહારાથી તેની પરોણા
ગત, આદર સત્કાર ઇત્યાદિકમાં, તજવીજ રાખવામાં, કંઈક ઓછુ થયેલું
તો ન હશે ? તેની પ્રથમ તજવીજ કરવી જોઇએ, તૂર્ત ખીજમતગારોને
ધમકી આપી કે, કોઇ પણ રીતે મહારા ભાઇનું મન દુઃખાવવા, તમો
ને ચાકરી રાખેલાછે ? બાદશાહની ધમકી સાંભળી ખીજમતગારો, ધ્રુજ
વા લાગ્યા, અને કુન્સ બજાવી અરજ કરી કે, તાબેદારો બીનતકશીર
છે; હમોએ કોઇ પણ રીતે રાજાને દીલગીર કીધો હોયતો, આપ નામદારે
હમારી ગરદન મારવી. તેવો જવાપ સાંભળી બાદશાહની ખાત્રી થઇ
કે, મે એની બેશુમાર ખાતરદારી કીધીછે; હવે તેને ખુશ થવાને દીલાજા
નથી મેહનત કરવાને મહારા ઉપર ફરજ છે.

હરિગીતછંદ—બંધુ તણી પરખાય પ્રીતિ, અવદશા આવી અડે,
કીંકર તણા ગુણ કાર્ય સોંપે, તુર્ત વળી માલમ પડે;
પરખાય કષ્ટ સમે ખરેખર, ભાવ મિત્ર તણો ભળો,
લક્ષ્મી વિનાશે કામિનીનું, હેત હૈયાનું કળો.

દુખી શાહજેમાનને રાજી રાખવા માટે, પરી જેવી નાજનીને નાચ રંગ કરવા, તેના મેહેલમાં મોકલવાને બાદશાહે હુકમ કીધો. હુકમ થતાજ નાચનારી મેહેલમાં આવી, ગાન તાન કરવા લાગી. કેટલાક રમુજી ભરેલા ખ્યાલ ટપા ગાવાથી, શાહજેમાનનું મન ખુશ થવાને બદલે કંટાલી ગયું, તેથી નાચનારી સમજી કે, એ રાજા સ્ત્રિ ચરિત્રનાં દુઃખથી, પીડાયલો હશે ? તે વખતે.

રેખતો—શબ કટી હેજરમેં, ઓર દીન કટા ગંમખારીમે;
ઓ દીઆ દીલકુ, અબશ ઈઆરકી એયારીમે.
જીસે દેખા ઉસસે, ખુદ મતલબો ખુદ ગરજકી યારીમે;
આશ ના પુરા ન દેખા, મૈ કહી દંઆરકી યારીમે.
કમ શુના એશકમેં હોગા, જો શુના હોવેગા કહી;
ઘર દીઆ શર દીઆ, ઓર દીલ દીઆ દીલ દારીમે.
જબેહ કરનેશે મેરે, ફાયદેહ કેયા તુજકુ મીલા,
હાથ કેયા આયા તેરે, એેસે સેતંમ ગારીમે;
કે સો ફરહાદસે, લાખો હવે એહા અબદુલ્લા,
આખરશો મરહી ગયે, એશકકી બીમારીસે.

શાહજેમાને સર્વે ગાયન સાંભળવાથી, ખુશી થવાને બદલે અત્તિશે દીલગીર થયેલો જોવાથી, બાદશાહે તૂર્ત ગાયન અટકાવી, પોતાને મેહેલ ગયો; અને અતિશે ચિંતામાં ગીરફતાર થયો, એટલામાં તેનો વિચાર સ્થિર પડયો, અને શુજ પડયું કે, શાહજેમાન પોતાનું રાજ્ય, અને તેની અત્તિશે પ્યારી રાણીને, દૂર દેશ મુકીને હીયા આવેલોછે; તે કારણથીતો તેને ઉદાશી

ઉત્પન્ન થયેલી ન હશે ? મહારીતે એમજ ખાત્રી થાયછે કે, તેની અતિશે ખૂબસૂરત રાણી હશે ? તેનો પ્યાર અને રાજ્યના વિયોગથીજ, તેના ઉપર દુઃખ સર્વે આવી પડેલું હશે ? જ્યારે એમજ હોયતો, આપણે એ ભાઇનું, ભલુ થાય તેમ કરવુ જોઇએ ? તેને માટે જે અમુલ કીમતનું નજરાણું, તૈયાર કરેલુંછે, તે તાકીદે આપવુ; એટલે તેની મરજી પડે તે વખતે, પોતાના રાજ્યમાં જવાને ચાલતી પકડશે; એવી રીતે બાદશાહએ વિચાર કરીને, બીજો દિવસ ઉગતાજ અતિ અમુળ કિંમતના, ઉમદા પદાર્થો નજરાણા તરીકે, શાહજેમાનને બાદશાહે મોકલ્યા; અને તેને ખૂશ થવા માટે દરરોજ, નવા નવા રમુજી ભરેલા ખેલ, તમાસા, નાચ રંગ, ગાવુ બજા વવું, મેજબાનીઓ વીગરેની સરૂવાત કીધી. શાહજેમાનની સાંમે જેટલા રમુજી ભરેલા દેખાવ થવાથી, તેનું દુઃખ ઓછું થવાને બદલે, ઉલટું વધારે થવા લાગુ. તે દેખાવ બાદશાહ જોઇ અતિશે દીલગીર થયો; અરે હું જેટલું કરૂ છઉ તે સર્વે ઉલટું કે? શુ એ ભાઇને હું જાણી જોઇને દુઃખીજ કરૂ છઉ; એ ભાઈ કોઈ પણ ગુપ્ત રીતે, અતિશે દુઃખમાં આવી પડેલો જણા યછે; આપણે જેટલું એને માટે એશઆરામ, શોધીએચ તે ધીક્કાર ભરેલુ છે. તેનું દુઃખ ટાળવાને આપણા ઉપર મોટાની ફરજ છે. તેને પુછેથી પોતાની દીલગીરી બતાવતો નથી, અંદરખાનેથી તે દુઃખ છુપાવી; ઉપર ઉપરથી ખુ શીમાં આવી, રમુજની વાતો લંબાવેછે; અને તેના ચેહરો જોતા, અતિશે દુઃખી હાલતમાં ગરક થયેલો જણાયછે. શાહજેમાનને ખૂશ કરવાને, નવો વિચાર શોધવા લાગ્યો, એટલામાં તેને શુજ પડયું કે; હરયેક રાજા અને બાદશાહની, દીલગીરી દૂર થનાર શીકારગાહ છે, તે જગ્યાએ શૂરા મરદના તીર અને ગોળી દરાજ ચાલેથી, એક બીજાની બહાદુરી ભરેલા શિકારો પડેથી, ખુશીના પોકારો થાયછે; તે રમુજ જોવાથી તે ખુશ થશે. શાહજે માનની આગળ થતા નાચ રંગ અને તમાશાનો અર્થ સમજીઃ તેનું મન કોઇ પણ રીતે ખુશ ન થતા, વધારે દીલગીર થતુ તેના મન ઉપર

રાણીના દૃષ્ટ કામની અસર રાત દિવસ રહેતી. તે વારેઘડીએ એમજ બોલતો કે શું ગજબ? તારતાર દેશનો હુ રાજા, મે આખા તાતાર દેશની ખુબશૂરત, ઓરતનો જે નમુનો મહારી રાણી, તેના એવા દૃષ્ટ કામ? જ્યારે રાજાની રાણી કંબખ્ત એવી નિકળેતો, ગુણકાઓની શી દશ્યા. એવી રીતે દલગીરીમાં તે રાત્ર દિવસ કાઢતો.

છપ્પો—મૂખ ઉપર નહી મૂછ, તુછ દીસે નહિ દહાડી;
કરે નીચના સંગ, અંગ હીંડે ઉઘાડી;
નદી તલાવે જાય, ધાય પર મંદીર પેસે;
પર પૂરૂષ શું મગ્ન, નગન થઈ નહાવા બેસે;
મુખ બિંદુ શામ નાકે નથન, કથન જૂઠ જોતાં કહે;
ચિત ચતુર પુરૂષ ચેતી જુવો, માનનિ મન શુ કયમ રહે.

શારિયાર બાદશાહના શેહેરથી, એક બે દિવસના રસ્તા ઉપર, વનસ્પતીથી ભરેલી, મહોટી જગ્યા હતી કે; જેમાં હજારો તરેહના ફુલ ફળના ઝાડો, અને ડુંગરની ખીણમાંથી વહેતા પાણીના ઝરા, હજારો હરણો ફાળ મારતા, સશલા દોડતા, બટકા, તીત્તર, મોર, પોપટ, કોયલ પોતપોતાની ભાષામાં કલ્લોળ કર્તા; વાઘ, દીપડા, સાંવર, ઈત્યાદિક પોતાનો શીકાર સોધતા ફરતા. તે જગ્યા એવીતો રમણીક હતી કે, હરયેક દીલગીરીમાં ગરકાવ થયેલો માણસ, એકાએક ત્યાં જઈ પોહચેતો, દીલગીરી વીશરી આદાનો, અજાએબ ચમતકાર જોવાને આતુર થાય. એવી રમુજી ભરેલી જગ્યા હોવાથી, બાદશાહ પોતાના અમીર ઉમરાવને સાથે લઇ, શીકાર ઘાએ જવાને તૈયાર થયો. બાદશાહે ગુપ્ત રીતે પોતાના મુખ્ય વજીરને, શાહજેમાનના મેહલે મોકલી, શીકારે જવાને તેડાવ્યો.

શાહજેમાને વજીર આવેલો સાંભલી, પોતાના દરવાજા સુધી સાંમે દોડી ગયો, વજીરની ઘણી ખાતરદારી કરવાને, ખીજમતગારોને હુકમ

કીધો, પણ તે બેહુની મુલાકાત થતાજ, તે બોલ્યો કે બાદશાહ શીકારે જવા નિકલેલો છે; અને આપ નામદારને આવવાનું તેડું કીધું છે. બાદશાહનો એવો હુકમ સાંભળતા, જેમ બત્તિના અજવાળામાંથી એકાએક, દીપક જઈ અંધારૂ થાયછે; તેમ શાહજેમાનનો ચેહરો ઝાખો પડી ગયો. તૂર્ત શાહજેમાને પોતાના ગુડણપર બેશી, બેહુ હાથ જોડી અદબથી બોલ્યો, જહાપનાહ બાદશાહને, મારી નમ્રતાઈથી અરજ કરવી કે, મહારી તબી યત સારી નથી, તે આપ નામદારને રોશનછે; માટે આપ બાદશા હના ફરમાનને તાબે થઈ શકાતુ નથી; તે વીશે હું ગરીબ ઉપર રહેમ લાવી ગુનો માફ કરશો; વજીર પાછો જવા લાગો તે વખતે, શાહજેમાને ઘણી આજીજીથી, શલામ ઇકરામ કરી રવાને કીધો. બાદ શાહ તરફ વજીર એબલો, પાછો આવી કુન્સ બજાવી; બેહુ ભાઇઓ વચ્ચે વેર ન પાડતા, જેટલા શબ્દો શાહજેમાનને કહેલા હતા, તેવીજ અદબથી કહી સંભલાવ્યા. બાદશાહ ગુસ્સે ન થતા મનમાં, સમજ્યો કે તે ઘણોજ દીલગીરીમાં છે, માટે તેને વિશેપ આગ્રહ ન કર્તા, અમીર ઉમરાવને સાથે લઈ શીકારે ગયો: પણ તે વાતની ચરચા અમીર ઉમરાવ કે, શેહરમાં કોઈ પણ માણસ જાણતું ન હતું; બાદશાહના મેહલમાં અને ગામમાં, સર્વે એમજ જાણતા હતા કે બાદશાહની સાથે, તાતેરીનો રાજા પણ શીકારે ગયો હશે ? પણ શાહજેમાનતો તૂર્ત પોતાના, દરવાજા બંધ કરી એક ઓરડીમાં જઇ, આખો દિવસ હાય અફસોશ કર્તો બેઠો; તેવી રીતે વખત જતા થંડો પહોર થવા આવ્યો; થંડી હવાની લેહકી આવવા લાગી, તેથી તેના લોહીનો ઉકાળો થોડોક નર્મ પડયો. બગીચા તરફ જોતા પક્ષીવો ગુંઝાટ કરવા લાગા, તે રમુજ જોવાને મેહેલની એક બારી, બગીચા તરફ હતી, તેના ખૂણામાં જેમ કોઇ પણ તેને, જોઇ ન શકે, તેવી રીતે બશીને સર્વે રમુજ જોવા લાગ્યો.

રેખતો—અએ દીલ દીવાનાં તુને મુજકુ સર ગરદાં કીયા;

દામે ગેશુમેં ઉલજકે, મુજે તરો હેરાં કીયા. ૧

બન નહી આતી હયે, આગે હમસે તદબીર અબ;

તુમને દરદ હેજરકા, કીયા સચ કહો દરમાહ કીયા. ૨

કુછ નહી હાસેલ હુવા, જોજ કાહશે જાન એશકસે;

હમ નહીં હમનેતો ઇસમેં, ઝહાન તક નુકસાંન કીયા. ૩

જાયે શીકવા કુછ નહી, જીસ તરેહ ગુજરે જીંદગી;

શુકર હયે ખાલેકા, જીસને ખાકસે ઇંસાન કીયા. ૪

હમ નહીં સમજાઆ દીલકુ, બા રહા હમને વલ;

કેયા કહું ઇસ બેહયાને, ખાંનમાંને બેરાન કીયા. ૫

શોલે રૂને ઈન દીનોમેં, કેયા કહું મીસલે કબાબ;

આતશે ફુરકતમેં મેરા, જાનો દીલ બીરીયા ન કીયા. ૬.

એશકમેં તેરે "કનોર," કીયું કર ન આવે દીનો દીલ;

તુને યએ કાફીર, નહી તુને શો મે બેરા ન કીયા. ૭.

તે બગીચો શોભાયમાન હતો, તેમાં તરેહ તરેહના ઝાડ ઉપર રંગી બેરંગી, ફળ અને ફુલોના લુમકા લટકેલાં હતાં, તેની ખુસબો લેહેકી રેહેતી; હજારો પક્ષીવો તે ઉપર બેશી, પોતાનું સૂશવર ગાયેન કર્તા; તેથી સાંભળનારનું મન ખુશ થતુ. સર્વે રમુંજી ભરેલો દેખાવ હતો, પણ શાહજેમાનને ખુશી, ઉત્પન્ન થવાનું બીજ નહી જેવું થયું હતું. તેના મનમાં હમેશા રાણીનું દુઃખ ઠશી બેઠું હતુ; તે બગીચો અતિસે રમુજી ભરેલો હોવા છતાં, વેરાન જંગલ જેવો તેને દેખાતો; એટલુંજ નહી પણ તે દીવાનાની રીતે બેઠો હતો; એટલામાં તેની એકાએક નજર આકાશ તરફ પડીતો, તરેહ તરેહનુ રંગી બેરંગી, આસમાન થઈ રહેલું જોયુ. તે વખતે

રેખતો—અગર ઈશકી, દીલકુ સતાતા રહેગા;

તો એક દીન મેરા જાન જાતા રહેગા. ૧

મેં જાતા હું દેલકુ તેરે પાસ છોડે;
મેરી યાદ તુજકુ દેલાતા રહેગા. ૨
અગર તુજકુ ચલનાહેતો ચલ સાથ મેરે;
યે કબ તક તું બાતે બનાતા રહેગા. ૩
કફસમેં કોઇ તુમસે આયે હંમ સફીરો;
ખબર ગુલકી, હંમકુ સુંનાતા રહેગા. ૪
ગલીસે તેરે દેલકુ લે તો ચલાહું;
મે પોંચુગા જબ તક વો આતા રહેગા. ૫
જફારે ગરજ ઇમતેહાંને વફા હે;
તુ કહે કબ તલગ આજ માંતા રહેગા. ૬
ખફા હોકે અયે દરદ મરે તો ચલાતુ;
કહાં તક ગંમ અપનાં છુપાતા રહેગા. ૭

આસમાનની રમુજ જોતા રાત થવા આવી; એટલામાં શીતારા મંડલ ખીલવા લાગ્યું, નવા નવા શીતારાવોનો ચળકાટ થવા લાગ્યો; તે જોઇ પોતાનું મન ખુશ કરતો; કેટલાક શીતારાવોનો ચળકાટ વધવા લાગ્યો, તે જોઇ પોતે દલીદ્ર અવસ્થામાં હતો તેની યાદ પડી; દલીદ્ર હાલતમાંથી હું રાજા થયો, તેમજ તારાવોનો પણ શીતારો ચહડેછે. એટલામાં કેટલાક તારાવોની અજલ ખુટવાથી, એકાએક ફાટીને ઝરઝર ટુંટી પડતા જોઇ, તેના મનને પાછી દીલગીરી ઉત્પન્ન થતી, કે ઓ ખોદા આ શુ ગજબ ! ઝળકતા શીતારા એકાએક ફાટીને ટુંટી પડેછે, ત્યારે આદમ જાતની શું ખાશાદ; માણસની જીંદગી તો પાણીના પરપોટા જેવી છે. એટલામાં અંધારી રાત થવા આવી, એનીગમ પેલીગમ જોતા, એકાએક બાદ શાહના મેહેલની, પાછલથી ગંભીર મહોટો અવાજ થયો. તે તરફ જોએચ તો ભીતનો દેખાવ અગાઉ હતો, તેમાંથી એક ચોર દરવાજો ખુલતો જોઓ, થોડીકવાર એક નજરે તે તરફ જોયુતો, તેમાંથી ૨૦ બેરી ઝળકતા પો

શાકે નીકલી; અને એકવીસમી બાદશાહી પોશાકે મશાલ સાથે બાદશાહ
જાદી નિકલી; તે સર્વે બગીચામાં ટોળે મળી, એનીગમ પેલીગમ ફરી
વળ્યા, એટલે કોઈ માણસજાતને બગીચામાં ન દીઠું, અને તે સર્વેને નિશ્ચે
હતો કે, બાદશાહ શીકારે ગયોછે; તેની સાથે સર્વે જવાથી, બગીચો અને
મેહેલ ખાલી પડેલો છે? શાહજેમાન એવી યુકતીથી બારીમાં બેઠો
હતો કે, બાદશાહજાદીનું સર્વે ચરીત્ર તે જોતો હતો, પણ તેને કોઈ
જોઈ શકતુ ન હતુ. દરવાજામાંથી ૨૧ જણી બેરીના પોશાકે બાગમાં
આવી, એનીગમ પેલીગમ ખુણા ખચોરા જોવા લાગી, તે વખતે શાહ
જેમાને પોતાનાં મનમાં ઠરાવ કીધો કે, એ બેરીના પોશાકે ચોરીથી
બાગમાં આવી છે, માટે તેનું ચરિત્ર જોવું જોઈએ.

બાદશાહજાદીએ અને વીસ દાસીવોએ, મોટા અને લાંબા ઝળકતો
પોશાકો પેહરીને, મેહેલમાંથી નીકળ્યા હતા, તેવોએ પોતાનો પોશાક ઉતારયો;
એટલે વિસ દાસીમાંથી, દસ મજબુટ પેહલવાન બાંધાના, શીધીભાઈ નજરે
પડયા; અને દસ ખૂબશૂરત દાસીવો જણાઈ, તે શીધીભાઈએ દસ દાસી
માંથી, પોત પોતાની માશુકનો હાથ પકડી, અમન ચમન કરવા લાગ્યા.
બાકી એકજ બાદશાહજાદી એખલી પુરૂષ વિનાની રહી, એટલે તેણે જોયું
કે સર્વે પોત પોતાની માશુક લઈને બેઠા, તે વખતે બાદશાહજાદીએ મસ
ઉદ, મસઉદ કરીને મોહટો પોકાર કીધો, એટલે એક પેહલવાન જેવો
હબશી, મોહટા ઝાડ ઉપર ચઢી બેઠેલો હતો, તે તુર્ત કુદીને દોડતો બાદ
શાહજાદી તરફ આવી તેને વળગી પડયો * * *

બગીચામાં જારે યગીઆર પુરૂષ અને યગીઆર સ્ત્રીવો ભેળા
થયા, એટલે ખીજમતગારો તરેહવાર, ખાનું પકાવી મોહટા ખૂમચા ભરી
લાવ્યા, તે સાથે રંગી બેરંગી શરાબના શીસા ભરેલા હતા; ખાનું
આવતા ને વાર, જેમ મુવેલા જનાવરો ઉપર ગીડ પક્ષી પડેછે, તેવી રીતે
સર્વે જણ ખાનું ખાવા, અને શરાબ પિવાને કુદી પડયા હતા; પછી પોત

પોતાની માશુક સાથે આમન ચમન કરવા પાછા મંડયા. તેવી રીતે ઇશકબાજીમાંજ આખી રાત વહી ગઈ, પરોઢીયું થવા અગાઉ, બાગનાં તલાવમાં સર્વે નાહી ધોઈ, પોત પોતાનો બાદશાહી પોશાક પેહેરી, જે ચોર દરવાજેથી આવેલા હતા, તેજ દરવાજે પાછા મેહેલમાં ગયા, અને બાદશાહજાદીનો માશુક મસઉદ, જેવી રીતે આવેલો હતો; તેવીજ રીતે ઝાડ ઉપર ચહડી, બગીચાની ભીત ઉપરથી કુદીને ચાલતો થયો.

શાહજેમાને આખી રાત બારીમાં બેશી, બાદશાહજાદી અને તેની દાસીવોનું ચરીત્ર જોયું, તેથી દીલગીર થવાને બદલે તેના મનમાં ધીરજ આવી. તેની ખાત્રી થઇ કે હું મહારી રાણીનું દુષ્ટ કામ, મનમા લાવેથી હમેશા દુઃખી હતો, પણ બાદશાહજાદીનું ચરિત્ર વધારેછે; તેથી બાદશાહ વધારે દુઃખી હોવો જોઇએ ? જયારે બાદશાહથી પોતાની રાણીનો બંદોબસ્ત ન થયોતો, હું એક અદના તેનો તાબેદાર છો, મહારાથી દુષ્ટ સ્ત્રીનો બંદોબસ્ત કેવી રીતે થાય. મને હવે સારી રીતે દાખલો મળ્યો કે, એવી રીતે દુષ્ટ કામ દુન્યામાં ઘણા થતા આવેછે. એટલા દિવસ હાય અફ્સોસના સમુદ્રમાં હું ફોકટ પડયો હતો, મે માહરા હાથે શરીરની ખરાબી કરી લીધી હતી.

છપ્પો—સ્ત્રી ચરીત્ર બહુ લાખ, નીચ મતિ જુગતે જોડે;
લાખ દિવસની પ્રીત, રીત રંજકમાં તોડે;
હસે વિના પ્રસ્તાવ, ભાવ હિણ બળપણ છંડે;
કઠણ રૂદય વળિ કુમતિ, મગત પોતાનો મંડે;
વળિ ગરજ પડે ગરવી ઘણી, સામી સાથ સમરથ;
વળી સહજ વાતમાં શાપદે, કલંક વાત કહેકલ.

શાહજેમાને પોતાની રાણીની દીલગીરી ઘણા દિવસ ભોગવેથી, તેની ભૂખ અને પીયાસ જતી રહી હતી, તેનું શરીર તવાઇ ગયું હતું, તે બાદશાહજાદીના ચરીત્ર જોવાથી, પોતે ખુશી થવા લાગો, તેના ચેહેરાનો

દેખાવ કરવા લાગ્યો, તેની ભૂખ પ્યાસ પાછી ખૂલવા લાગી, તરેહ તરેહના ભોજન મંગાવી ખાવા લાગ્યો; મોજ મહજા ખૂશી ખુરમી કરવા લાગ્યો, એટલે થોડા વખતમાં તેનું શરીર રોગ વીનાનું, બળવાન અને તેજવાન થયું. કેટલાક દીવસે બાદસાહ તરેહ તરેહનો રમુજી હજારો શીકાર કરી તૃપ્ત થયો, એટલે શીકારેથી પાછો આવ્યો, તે વખતે પોતાની સાથે હરણ ઈત્યાદિક શાહજેમાનની દીલગીરી દુર થવાને સાથે લાવ્યો; તે સમાચાર શાહજેમાને સાંભલી અતિશે આનંદ થયો, અને તૂર્ત પોતાના ઘોડા પર સવાર થઈ, બાદસાહની સાંમે જઈ કુન્સ બજાવી, એક બીજાને ખૂશ જોવાથી બગલગીરી એવીતો કીધી કે, એક બીજાના સાંધે સાંધાએ ખૂશીના અવાજ કીધા. સર્વે અમીર ઉમરાવને શાહજેમાન ભેટી રહયે કે, પોત પોતાના ઘોડા પર સવાર થઈ શેહર તરફ ચાલ્યા. બાદશાહે સર્વે અમીર ઉમરાવને પોત પોતાને સ્થાનકે જવાનો હુકમ કીધો, કેમકે શાહજેમાનને અતિશે દલગીરીમાં ગરકાવ થએલો, શરીરે તવાયલો, રોગનો ભરેલો, મેલો, ઘેલો, મુકીને બાદશાહ શીકારે ગયો હતો; તે એમજ જાણતો હતો હજુ સુધી, શાહજેમાન તેવીજ દીલગીરીમાં પડેલો હશે! પણ બાદશાહ શીકારેથી પાછો આવ્યો, તે વખતે તેને ખુશ, તૈયાર, તેજવાન, ચંચળ બુદ્ધી ભરેલો, ખુશ મીજાજે જોઈ, બાદશાહ ખુશ થયો; પણ તેની દીલગીરીનું કારણ સમજવાને અધીરો પડયો. બાદશાહ શેહરમાં આવતા છતા, પોતાને મેહેલ બાદશાહજાદીને મળવા ન જતા, શાહજેમાનનાં મેહલમાં ગયો; અને તેને માટે લાવેલા તરેહ તરેહના પક્ષીઓ, હરણો સસળા, ડુક્કર, હંસ, હજારો પ્રકારના શીકાર; શાહજેમાનની પાસે મુકાવ્યા. અને કહ્યુ કે, ઓ પ્યારા હું ઘણો દીલગીર છઉ કે, મહારી સાથે શીકારે તુ ન આવ્યો; ત્યા રમુજી દેખાવ બેહદ એવાતો નજરે પડતા કે, તેની તારીફ શુ કરૂ; હરઘડીએ હું તારી યાદ કર્તો, શાહજેમાન સર્વે બીના સાંભળી અતિશે ખુશ થયો, બાદશાહના સવાલનો જવાપ, તેની મરજી

પ્રમાણે આપતો, તે વખતે બાદશાહ બોલ્યો પરમેશ્વરનો, અતિશે ઉપકાર માનુચ્ છે કે, થોડા દીવસ અગાઉ હું તને અતિશે દીલગીર, અને રોગી મુકીને ગયો હતો, તાહરી સુખાકારી થવા માટે, અતિ ઘણા ઉપાય કરીને હું થાક્યો, આખરે શેકારે જવાનો ઠરાવ પણ તારેજ માટે કરેલો હતો; તું મહારી સાથે ન આવ્યો, તેથી મને અતિશે દીલગીરી ઉપજી હતી; અને હર હમેશ મને તારીજ ચીંતા હતી. ત્યાંથી હું પાછો આવ્યાથી, ખુશ અને રોગ વીનાનો તારો દેખાવ જોવાથી, ઇશ્વરનો ઘણોજ આભાર માનું છઉં; એક વાત પરવરદેગારના સોગનથી હું પુછુ છો, તેનો જવાબ મને ખાત્રી છે કે તું ખરેખરો બતાવશે? શાહજેમાને કહ્યુ કે ઇન્સાં અલ્લા, આપ બાદશાહ જે વાત મને પુછશો, તેનો જવાબ ખરે ખરો ખોદાતાલાના સોગનથી આપીશ.

શાહરિયાર બાદશાહે કહ્યુ કે જ્યારે, તમે સમરકંદની હદ મુકી લીયા સુધી આવ્યા, ત્યારથી તમે દીલગીરીના દરીયાવમાં ડુંબેલા જેવા મને દીસતા; તેથી હું રાત દિવસ બલાપો કરતો. મે મહારા ભાઈની દીલગીરી છોડવવા ને ખોદાની ફરજ સમજીને, નાચ રંગ, તમાસા, નાટકો અને ઘણાક તરેહ તરેહના રમુજી દેખાવ દેખાડયા, શેવટે શેકારે જવાનો વિચાર કીધો. એવા શેકડો ઉપાય કરવા છતા, દીલગીરીમાં ગરકાવ દીન ઉગતે વધારે થયેલો જોતો. મે ઘણાંક વિચાર કીધા કે, તારી દીલગીરીનું કારણ સમજી તેનો ઉપાય કરૂ; પણ આખરે હું થાકયો અને એવો ઠેરાવ કીધો કે, તારી પ્યારી રાણીની મોહબત અને રાજની જુદાઇથી, ગોહરી દીલગીરીની અસર થઇ હસે! હું ખોદાના સોગન લઈને વાત કરૂ છો કે, બીજુ કારણ કોઇ પણ મને જણાયું ન હતું; પણ તે મહારી અકલનો નમુનો ઉલટો થયોછે કે; થોડા દીવસમાં તારી દીલગીરી દૂર થવાનું અજાયબી ભરેલુ શું કારણ હશે? હવે તુને ખોદાના સોગન ફરીને આપુ છો કે, અવલથી આખર સુધીનો સર્વે ખોલાસો કર. બાદશાહની વાત સાંભળી, શાહજેમાન

પિળા દેડકા જેવો બેશુદ્ધ ચુપ ચુપ થઇ પડયો, જાણે તે નિદરાવંસ થયો હોય અથવા મરણ પામેલો હોય, તેવો બનવાથી બાદશાહ ઘભરાટમાં પડયો. તુર્ત ઉઠી ગુલાબનો સિશો લાવી, તેના મોહ ઉપર છાંટી, તેના મોહમાંસરબતી દારૂની ધાર મુકી કે, શાહજેમાન જરા હુશીયાર થઈ બેઠો. બાદશાહને કુન્સ બજાવી હાથ જોડી, આંખોમાં પાણી લાવી અરજ કરેછે. એ ખોદાવંદ મહારી દીલગીરીનું કારણ તું ના પુછ, હું ખોદાને વાસ્તે મહારા હજારો ગુનાની માફી માગુ છઉ. બાદશાહ તે જવાબ સાંભળી અતિશે અધિરો થયો કે, શાહજેમાન ઉપર કોઇ મોહટી આફત પડેલી હશે ! તેથી તે બોલતો નથી. બાદશાહ બોલ્યો એ દીલાજાન ભાઈ, તું કાઈ ફીકર ના કર, તારા બાલને કોઈ ઇજા કરનાર આ દુન્યામાં હશે તો, પહેલા મહારા જાન માલ અને બાદશાહીની દરકાર ન કરતા, તારા જાનનો બનચાવ કરવાને મહારી ચેન ફરજ સમજુ છો. તુ કોઈ પણ વાતે દરકાર ન કર્તા, જે ખરેખરી હકીગત હોય તે બતાવ. શાહજેમાને કહું કે, જાહદાર બાદશાહ તમે મહારા જાન માલના ખરાજ માલેક છો, તમે મહારા બાપની જગ્યાએ બાદશાહ છો. આપની મેહેરબાની છતા, મહારો દુશમન કોણ થશે. મહારી દીલગીરીનું કારણ બેશરમી અને લજ્જા ભરેલું છે, માટે આપ નામદારની મરયાદ તોડવાને, માહરી શરમ ભરેલી વાત કહી શકતો નથી.

સાહજેમાનનો ખુલાસા ભરેલો જવાબ નહી મલવાથી, બાદશાહ વધારે ઘભરાયો, અને કહેવા લાગ્યો કે એમ નથી બની શકતુ કે, હરયેક થયેલી વાત જાણ્યા વીના, માહરા મનને ધારજ રહે. શાહજેમાન ખુલાસો કરવાને જેટલો સરમાતો. તેટલો બાદશાહ તે વાત જાણવાને આતુર થતો. એવી રીતે બેહુની હુજત ચાલતા શાહજેમાન નાચાર થયો; અને પોતે સમરકંદથી મુસાફરીએ નિકલ્યો, ત્યારથી વાતને શરૂ કીધી. તેણે પોતાની રાણીના દુષ્ટ કામનો વિસતાર જણાવીને કહયું કે, જે દિવસથી તે કમ

કમાટ ભરેલો બનાવ નજરે મે જોવાથી, સર્વે મહારી દીલગીરીનું કારણ તેજ હતુ. તેનો ઈનસાફ બહાદાર બાદશાહે કરવો જોઈએ કે, એવા દુષ્ટ કામ કરનાર માણસ મજેથી દીલગીરી કેમ નહી ઉપજે? બાદસાહે કહ્યુ, અફસોશ અફસોશ; તમે દુઃખ દાયેક વાત મને કહી સંભળાવી, બાદ શાહે કહ્યુ કે, ખુદા ખેર કરે, દુષ્ટ રાણી અને તેના યારને કેહેવી સજા કરી, તેનો જવાપ શાહજેમાને આપવાથી, બાદશાહે સાબાશી આપીને, કહ્યુ તમે ઘણું સારૂ કીધું. કરેલી સજા બાબત હું તમને કોઈ પણ રીતે અપરાધી કહેવાનો નથી. અગર તારી જગાએ હું હોતતો ફકત એકજ રાણીને મારવાથી, મને સન્તોષ ન થતે. આખા શેહેરની દુષ્ટ કામ કરનાર હજારો ઓરતોને મારી નખાવત. તારી દીલગીરીનો ખુલાસો ખરેખરો હમણા મને જાણવામાં આવ્યો. કોઈ માણસ એવો નહી હશે કે, એવા દુષ્ટ કામો કરનારને, પોતાની નજરે જોવાથી દીલગીર ન થાય. શાહજેમાન બોલ્યો, ઓ જહાદાર બાદશાહ, એ બનાવ મહારા કીસમતની બીરદશીનું મૂળ કારણ છે. મને જયારે એવી દુષ્ટ રાણી મળી, તેવીજ એવું દુઃખ મહારા ઉપર આવી પડયું કે નહી. આખી દુન્યામાં એવી દુષ્ટ ચાલની સર્વે ઓરતો ન હશે?

છપ્પો—નારી જેનુ નામ, કરે સ્વામીની સેવા,
નારી જેનુ નામ, દીલથી જાણે દેવા;
નારી જેનુ નામ, દુઃખ સુખ ભરતા લહીયા;
નારી જેનુ નામ, સ્વામીના અવગુણ સહિયા;
વળિ નારી જે નમિ ચાલશે, તે નારી સફળ કરે ફળે;
જીવે ત્યારે જશ જીતી લે, અંતકાળે બાહે બળે.

શુ દુનીયામાં સદગુણી ઓરતો નથી, તેવી સ્ત્રી સાથે મને સંબંધ થાત, તો આ દુઃખના દરીયામાં શામાટે હું પડત.

શાહરિયાર કહેછે; ખોદાએ ખેર ગુજારી કે, તું સલામત છે તો,

એવી લોંડી હજારો મળશે. બેહું ગુપચુપ બેઠા. એટલે બાદશાહ બોલ્યો, ઓ ભાઈ દીલગીર થવાનો ખુલાસો તમે કીધો; પણ તે એકાએક દૂર થવાનો ખુલાસો તારીદે સંભળાવવો. તે સવાલ સાંભળતાજ શાહજેમાન, પાછો ઘભરાટમાં પડયો, અને બેશુદ્ધ જેવો થયો; તે વખતે અંગુરી શરાબની ધાર તેના મોહમાં રેડવાથી, થોડીવારે હુશીયાર થયો અને બોલ્યો કે. ઓ ખુદાવદ મને ઓદાને વારતે માફ કર. મને ચાહેતો ગરદન માર પણ વધારે ખુલાસાની વાત ના પુછ. તે સાંભળવાથી આપણ બેહુને નુકસાન થશે. બાદશાહ એવો જવાબ સાંભળેથી, પોતાના બાદશાહી ઝનુનથી ઉલટું સમજ્યો કે, વાત કરેથી નુકસાન શું થનારછે ? શાહજેમાન બોલ્યો, ઓ ખુદાવંદ મહારે હાથે તમોને દુઃખી નહી કરૂ ? બાદશાહ પોતાના ઝનુનથી બોલ્યો, તે મને વેહમ ભરેલી ઈશારત કીધીછે, હવે ઓદાને વાસતે સર્વે બીના પુરેપુરી વીસ્તારીને કહે. કોઈ પણ રીતે છુપાવ ના. હું તે વાત સાંભળવાને ઘણોજ અધીરો થયો છઉ. શાહજેમાન, પોતાના મનમાં વિચાર કરેચ કે, ઓ ઓદા તારો શુ ગજબ છે ? કેટલાક દિવસ માણસને દીલગીર કરેછે; થોડા દિવસ પાછી ખુશી બખશેછે; અને વરી દુઃખના દરીયામાં નાખેછે. આ શું કંબખતી, લાંબી મુદત સુધી હું હાય અફસોસમાં, મહારા દિવસ ગુજારતો, તેમાંથી ઓદાએ મને હમણાજ છોડયો; કે ન છોડયો, એટલામાં બીજી આફતમાં હું આવી પડું છું ? ફરી બાદશાહને હાથ જોડેછે. ઓ જાહદાર બાદશાહ એ વાત પુછવાથી, તું હાથ ઉઠાવ અને મને માફ કર. બાદશાહ કહેછે, આજ દીવસ સુધી હું જાની ભાઇ તુને સમજી, મહારાથી જેટલી બને તેટલી તુને મદત કીધી; તે સર્વે પાણીમાંજ ગઇ કે, નજીવી એક વાતને સંભલાવવાને, તું મને એટલો તરસાવેછે. તુ નથી જાણતો કે હું બાદશાહ છઉ, જે કરવા ચાહુ તે બની શકે. એવી રીતે બાદશાહની મરજી ખફા થયેલી જોઇ; શાહજેમાન નાચાર થયો, અને

દુઃખદાયેક ભેદ છુપાવી ન શકયો. આખરે શાહજેમાને બાદશાહની રાણી તથા દાસીવોનું સ્ત્રી ચરીત્ર, મસઉદ તથા હબસીવોનો વૃતાંત સર્વે કહ્યો; અને બોલ્યો કે એ સર્વે ચરીત્ર મહારી આંખથી જોયુછે; તે વૃતાંત ફક્ત જોવાથી, મહારી દીલગીરી દૂર થવાને, સર્વે કારણ મલ્યું છે. હું ધારૂચ કે સર્વે ઠેકાણે સ્ત્રિ ચરીત્ર હશે. તે નિશ્ચે થવાથી, મહારા સર્વે રોગો દૂર જઇ તનદ્રોરસ્તી થઇછે. જેવી હાલતમાં હમણા આપ નામદાર મને જોવ છો ? બાદશાહે પોતાની રાણી ઉપર આશક પડેલો હતો, તેથી શાહજે માનના બોલવા ઉપર, તેણે વિશ્વાસ નહી લાવતા ગુસ્શે થઇને, કહ્યું કે શું હિંદુસ્થાનની બાદશાહજાદી છીનાળ છે ? તારા કહેવાથી બાદશાહજાદી વ્યભિચારીણી હશે ? એવી મને ખાત્રી થતી નથી. જાહરે હું પોતે સર્વેના ચરીત્ર નજરે જોવુ નહી, ત્યા સુધી મહારી ખાત્રી ન થાય. વખતે તનેજ બાદશાહજાદી માટે સ્વપનું તો થયુ નહી હશે ? બાદશાહજાદી ઉપર તોહમતની વાત ઘણી અજાયેબી ભરેલી છે. કોઇ પણ વખતે બની ન શકે તેવી છે. હું મહારી ખાત્રીથી કહુચ કે, બાદશાહજાદી પતીવ્રતા હશે ! તેની ઘણી પ્રકારે મને ખાત્રી થાયછે.

બાદશાહને ફુસ્સ બજાવી, શાહજેમાને કહ્યું કે ગુલામની તકશીર માફ કરો, હું તેજ વારતે એ વાતને છુપાવતો હતો,. પણ આપ નામદાર બાદશાહની હુજ્જતથી કરવી પડીછે. હવે ખોદાના સોગન ખાઇને કેહું છઉ કે, બાદશાહજાદીની અદાવત હું કરતો નથી; પણ ખાબમાં જોયું હોયતો ખુદાની મરજી. તેવી રીતે ભૂંડાને મોહડે ધૂળ છાટવા માડી, પણ બાદશાહે પાછી ધમકી આપી, એટલે ફરીને કહયું કે માહરી નજરે જોયેલુછે. અને તે બોલ્યો, આપ નામદારની ખાત્રી હશે, જે હું આપની તબીયત બગાડનાર દુશમન નથી, જો હું બદ ચાલનો હોવુ તો, આ ગરદન આપ નામદારને હવાલે કરૂ છઉ. બાદશાહએ લંબાણ વિચાર કરવાથી, શાહજેમાનની તિક્ષણ બુદ્ધિ, પ્રીતી, અને તેની આંખો જન્મારાની શારી

ચાલ જોવાથી, તેના બોલવા ઉપર કઇક પણ વિશ્વાસ બેસવા લાગ્યો ! બેહું ભાઇયો જરા ધીરા પડીને, વિચાર કરવા લાગ્યા કે, આપણે બેહુએ કુરીથી એ તમાસો નજરે જોવો જોઈએ; એટલી ગરબડ થવા છતા બાદશાહની રાણીને, અથવા તેના મેહલમાંના અને શાહજેમાનનાં માણસોને ખબર ન હતી કે બાદશાહ શીકારે ગયા પછી, શાહજાદી અને દાસીયોના, સ્ત્રી ચરીત્ર શાહજેમાને જોયાછે. તે સમાચાર રાણીને જો માલમ પડતેતો, તેજ વખતે શાહજેમાનનું ઓપડ, વટાવી નાખવાને શું વિલમ લાગતે ? શાહજેમાન પોતે ચતુર હતો, તેથી પોતાના ઓરડાના દરવાજા બંધ કરીને, એખલોજ બારીમાં છુપો બેઠો હતો; એટલુજ નહી પણ બાદશાહજાદી અને તેની દાસી તથા અબશીના, દુષ્ટ કામ જોઈ પોતે ખુશ થતા જે રમુજ જોએલી હતી; તેમાંથી એક શબ્દ પણ કોઈને ન જણાવતા, પોતે મનમાંજ સમજીને બેઠો હતો. બાદશાહ અને શાહજેમાન બેહુ બેશીને, બાદશાહજાદીના દુષ્ટ કામનો વિચાર કરેછે, તેટલામાં રાતના બાર વાગા, એટલે શાહજેમાને બાદશાહને, ઘણીજ નરમાસથી સમજાવીઓ કે, હાલ રાત ઘણી વહી ગઇછે, આપ નામદાર એ વાત કોઇને ન જણાવતા ધીરજ પકડો, કોઈ રીતે ઘભરાટમાં ન પડો; હું તમો નામદારની ખીજમતમાં હાજર છઊ, આપની સર્વે રીતે ખાત્રી થવા પછી જેવો હુકમ થશે તે પ્રમાણે હાજર રહીશ. બાદશાહ બોલ્યો મહારી રાણીના ખુરા ફેલ મને જણાતા નથી, પણ તું વાત કહેછે તેથી થોડોક વહેમ આવેછે; અને મહારો જીવ ગભરાયછે કે, તે વાત જલદીથી મહારી નજરે જોવુ. શાહજેમાન કહેછે, ઓ જાહાપનાહ એ કામ નજરે જોવુ હોયતો, ઉતાવળા ના થાવ ધીરજ રાખો; બાદશાહજાદી તથા દાસી સાથે વધારે સબુરાઇથી ચાલજો, કોઇ પણ રીતે આપણી થયેલી બેહુંની વાત, તે લોકોને જણાવતા નહી. જો આપણો વિચાર તે લોકો ચેતશે તો, તમારી ઉમેદ બર નહી આવશે: અને મહારી હયાતીના હાથ ધોવા પડશે. બાદશાહ

શુ તારી હયાતીનાં હાથ ધોવા પડશે ? એવો દુન્યામાં કોણ બે માથા ધરાવનાર છે ? તું નથી જાણતો કે, હું બાદશાહ છઉં, તારા એક બાલને હાથ લગાડવાની કોનની મકદૂર છે. શુ શાહરિયારની બાદશાહી આજે બુડી ગઈ ? શાહજેમાને કુન્સ બજાવી કહેછે, બાદશાહ સલામત પુરૂષ ચરીત્રથી સ્ત્રી ચરીત્ર ગોહરૂં છે.

છપ્પો—ઘડિકમાં આપે સૂખ, ઘડિકમાં દુઃખ દેખાડે;
ઘડિકમાં ચાંપે ચરણ, ઘડિકમાં મરણ પમાડે;
ઘડિકમાં ભોળવી લહે, ઘડિકમાં સરવશ આપે;
ઘડિએકમાં કહે વીર, કંથ ઘડિમાં કરિ થાપે;
વળિ ઘડિએકમાં વિખ દિયે, પરણ્યો તઉપર શું રહે;
કવિ શામળ ભટ સાચુ કહે, બુદ્ધિ હિણ તે કયમ બિહે.

શાહજેમાનનો વિચાર બાદશાહને પસંદ પડેથી પોતાના મેહેલમાં સુવા ગયો, અને બેહુના ઠરાવ પ્રમાણે થયેલી વાત કોઇને ન જણાવી; પણ તેને ચેહેન ન પડે, રાત દીવસ હાય અફસોસ કરવા લાગ્યો, એવી રીતે થોડા દીવસ વહી ગયા, આખરે બાદસાહ કંટાળીને શાહજે માનનાં મેહેલે ગયો, ને કેહેવા લાગ્યો, ઓ મોહબત ભરેલા ભાઇ, તું અમન ચમનમાં પડયોછે પણ માહરૂ કલેજુ અગ્નિ વિના બળેછે, તેને બુઝાવવાને કોઇ પણ ઇલાજ મને શુજતો નથી. એટલી થોડી મુદતમાં હું તો કંટાલી ગયો છઉં, તને આફ્રીનછે કે એવા દુઃખ દાયેક વિચારમાં લાંબા દીવસ કેહવી રીતે કાહડયા હશે ? હવે મને ધભરાટ ખમાતો નથી. મહારી જીંદગીની દરકાર કરેતો, મહારા રોગનો ઉપાય કર, મને ખાત્રીછે કે તારા વીના કોઇથી ઉપાય થનાર નથી. શાહજેમાને કુન્સ બજાવી કહયું, ઓ જાહામરદ બાદશાહ એટલામાં શા માટે ગભરાવછો ? એ દરદનો ઉપાય એવોતો સરશ શોધી કાહડશું કે ખૂશ થશો. હજુ થોડા દીવસ એમજ ચલાવો. બાદશાહ કહેછે, નારે ભાઈ હવે મને ખમા

વુ નથી. શાહજેમાન કહેછે, જાહાપનાહ એ વાત નજરે જોવાથી દુઃખ નો વધારો થશે.

બાદશાહ કહેછે કે નજરે જોવાથી જે કરવું છે તે હું કરી શ; પણ જો તમે ખોટું મને બતાવેલું હશેતોજ છુપાવશે. બાદશાહનો જવાબ સાંભલી શાહજેમાન ગુસ્સે, ન થતા ધીરજ પકડી કહેછે; આપ નામદારના મેહેલની પાછલ જે, ચોર દરવાજો છે તેની માલમછે; બાદ શાહ કહેછે નહી, તે દરવાજા વીશે મેં ઘણી તજવીજ કરીછે; અને એ મેહેલની હમેશા મરામત હું પોતે હાજર રહીને કરાવુ છઉ, મહારી જીંદ ગીમાં ચોર દરવાજો જોવામાં આવેલો નથી. તે ઉપરથી ખાત્રી થાય છે કે, મહારી મોહરદાર રાણી ઉપર સર્વે તોહમત આવેછે. શાહજે માને મનમાં ન ગભરાતા ધીરજથી, સમજ્યો કે જન્મારાથી એ મૂર્ખ હતો, અને હજુર પણ તેવીજ મુરખાઈ કરેછે; હવે એ ભાઇને નજરે દેખાડવુંજ જોઈએ; નહીતો આપણા ઉપર બદલામી આવશે· માટે બાદશાહને કહેછે. બાદશાહ સલામત માહરી એક અરજ કબુલ કર શોતો, આપ નામદારને ચોર દરવાજા વિશે ખાત્રી કરી આપીશ. બાદશાહ કહેછે જે બાયેસ હોય તે કહે, મને તારી અરજ સર્વે કબુલછે. શાહજે માન કહેછે, આપ નામદારે સાંઝના દેવડી ઉપર બેસવું, હું ફકીરના લ બાસે, ઘોડા ઉપર બેશી આપ નામદારને આવી કહીશ કે, બાદશાહ તારો મલગશાહ ઓસ્તાદ, શેહેરની બાહર આવીને ઉત્તરેલોછે; તે આ ઘડીએ તને મુલાકાતે બોલાવેછે. તેટલો સવાલ સાંભળતા ઘોડા ઉપર બેશી એખલો શેહર બહાર મહારી સાથે નિકળી આવજો, પછી હુંજ ઓસતાદના લબાસે બુઝરગ બની, પાછો મેહેલમાં આપ નામદાર સાથે આવીશ; આપણે મેહે લમાં આવેથી, સર્વે ખીજમતગારને હુકમ કરવો કે, આખા મેહેલમાં રોશ ની કરવી, તરેહ તરેહનું ખાનું પકાવવું, અને જનાનખાનાનાં ઓરડામાં, આપણે જઈ બેસવું. હું તે ઓરડામાં ગયા પછી આપણે બેહું નિમાજ

પડશુ, પછી કુરાનના દાખલા દલીલથી ગુફતેગો કરશુ, ખાનું પણ તેજ જગ્યાએ મંગાવજો, અને જનાનખાનાની બીબીઓને બીજા ઓરડામાં, સુવાને હુકમ કરજો. આપણે બેહું જણાએ ખાનું ખાધાં પછી, રાતના મેહેલમાનો ચોર દરવાજો શોધી કાહડશુ; પણ યાદ રાખજો કે થયેલી વાત કોઇને કરવી નહી. શાહજેમાનનો ડાહપણ ભરેલો વિચાર સાંભળી બાદશાહ ઘણો ખુશ થતો, પોતાના મેહેલ ગયો.

શાહજેમાને ખાનું ખાધા પછી, થોડીક ઘડી આરામ કીધો; પાછલો ડંડો પોહર થવા આવ્યો, એટલે પોતાના ખીજમતગારોને હુકમ કીધો કે, ઘણા દિવસ થયા શેકારે ગયો નથી, માટે હું શેકારે જાવું છઉ. બેચાર દિવસે પાછો આવીશ. પોતે હથીયાર બંધ થઇ, સાદા પોશાકે એખલાજ ચાલતો થયો, શેહરમાં ફરતા ફકીરી લેબાસના કપડાં ખરીદ કીધાં, બુઝરેગીને માટે સફેદ બાલની દાઢી, મૂછ, ખરીદ કીધી; આગળ ચાલતા કુમેક સુરડાલ ઘોડો ખરીદ કીધો; તેને શેહેરની બહાર એકાંત જગ્યાએ ગોકલી એક ઝાડની સાથે બંધાવ્યો; એણીગમ પેલીગમ પોતે ફરીને છાણા શોધી લાવીને સલગાવતો બેઠો; છાણાં બળીને ખાક થઇ એટલે, પોતાને મોહડે માથે થોડીક ચોપડી, થોડીક શરીરે લગાડી, ફકીરી પોશાક પેહરી લીધો; અસળ પોશાક અને હથીઆરની ગાંશડી બાંધી; તે ઝાડની નિચે એક ખાડો ખોદી, તેમાં ડાટી ને શેહેર તરફ ઘોડા ઉપર બેશી ચાલતો થયો; કેટલાક છોકરાવો સુરડાલ ઘોડો જોવાથી તેનું પુછડું ખેંચતા, કેટલાક ઢેફા મારતા, કેટલાક છોકરાવો અને માણસો તેના ઘોડાનો દેખાવ જોઇ બા પોકારથી અજાએબ થતા, કેટલાકને ફકીર ધમકી આપતો પણ ચિબાવલાં છોકરાંવો શા માટે સાંભળે? વખતે ઘોડો કંટાળીને લાતો પણ ઝાડતો, એવા સોંગથી બાદશાહના મેહેલના દરવાજે ફકીર આવ્યો, એટલે તુર્ત શીપાયો, પોહરેદારો દોડી ઘોડા સાથે આવતા ફકીરને અટકાવ્યો; તે ગરબડાટ સાંભળી બાદશાહ જોવા અને પુછવા લાગ્યો કે, શું છે? ફકીરવેશે શાહજે

માને પુકાર કીધો કે, ઓ બાદશાહ આ શું તારા રાજ્યમાં જુલમ છે, મને તારા ઉસ્તાદે પેગામ લઈને મોકલ્યોછે; પણ રસ્તે ચાલતા મહારી તો ખાત્રી થઈ, હવે તો આ ઘોડો, અને પેગામ તું નામદાર બાદશાહને શોંપુ છઉ; એવો ઢોંગ કરી ઘોડા ઉપરથી કુદી પાછલા પગે દોડવા લાગ્યો, બાદશાહે પોકાર કરી કહ્યુ, પકડો પકડો પકડો; એટલે પાંચ પચાસ સિપાઇ દોડી, શાહજેમાનને પકડયો, તે કેહેછે હું નથી માગતો ઘોડો અને પેગામ; તે વખતે પકડનારાવોનું ટોળુ ભેગુ થયું; તેમાં એક બુઝરગ હવાલ દાર હતો તેણે કહ્યુ, શાહી મહવળા આપકુ હમારા બાદશાહ બડા ઘોડા દેતા હૈ; તે સાંભળી શાહી મવળા ખૂસી થતા પાછા ફરી બાદશાહને મળ્યા; બાદશાહે કહ્યું શું કહેછે. ફકીર બોલ્યો ઓ જાહપનાહ આપ એશ આરામમે પડે હો, ઓર આપકા ઉસ્તાદ શેહરકે બહાર જંગલમે પડા હૈ, ઉસકી ખબરબી ન લી, બાદશાહ ગભરાતો ઉભો થયો; કબકબ, હમતો માલુમ ન હૈ, અરે કોઈ હૈ, દો ઘોડે જલદી લે આવ; તૂર્ત બે તેજદાર મોહટા ઘોડા સજીને ઉભા કીધા, એક ઉપર આવેલા શાહીને બેસાડયો, અને બીજા ઉપર બાદશાહ બેઠો. ઝડપથી શેહેર બહાર જે ઝાડ નીચે વેશ બદલ્યો હતો, તે જગ્યાએ જઈ ઉભા, તૂર્ત શાહજેમાન ઘોડા ઉપરથી ઉત્તરી, આગલો શાહી મહવલાનો લેબાસ ઉતારવા લાગ્યો, અને ઉસ્તાદનો લેબાસ પેહરવા લાગ્યો, પ્રથમ બે હાથ લાંબી સફેદ બાલની દાઢી બાંધી, વેથવેથ લાંબી મુછો અને માથાના સફેદ લાંબા બાલની ટોપી પેહેરી, સફેદ બગલાની પાંખ જેવો મોહટો ઝભો પેહરી, બે હાથ લાંબી તસબી અને લાંબી લાકડી હાથમાં પકડી ઘોડા ઉપર શાહજેમાન બેઠો. બેહું ભાઇઓ શેહેરમાં પાછા ફરયા તેમાં એક બાદશાહનાં લેબાસે, અને બીજો ઉસ્તાદને લેબાસે; મેહલને દરવાજે આવ્યા, એટલે જેવો બાદશાહને આવતો, પેહેરેદારે જોયો કે, નકીએ પોકાર કીધો, ઓ જાહપનાહ બાદશાહ સલામત; તૂર્ત ઘોડા ઉપરથી બાદ

શાહ ઝડપથી ઉતર્યો, અને બુઝરગ ઉસ્તાદને ઘોડા ઉપરથી ઉતારવા લાગ્યો; ઉસ્તાદનો જેમ હાથ પકડે તેમ તેમ વધારે ધુજવા લાગ્યો; અને પોતાનો પેગામ પોહચાડનાર, શ્યાગરીતને પોકાર મારી તે ઉપર અફસોસ કરવા લાગ્યો; અને બોલ્યો, એ કંબખ્ત કહા હે જો હમારા ઘોડા લેકે હી ભાગ ગયા. બાદશાહ પોતાના ઉસ્તાદના હાથને, બોશા લઈ હાથ જોડી કહેછે, એ બુઝરગ આપકા ઘોડાબી હે, ઓર આપકા શ્યાગરીતબી હે, કોઈ બાતકા અંદેશા ન કરો; બાદસાહ પોતાના મેહેલ ના જનાનખાના તરફ કોઈને, ન ચેતાવતા ઉસ્તાદનો હાથ પકડી લઈ જવા લાગ્યો, એટલે રાણી અને દાસીવો ગભરાઈને, બીજા દરવાજેથી નાસા નાસ કરવા લાગ્યા. ઉશતાદને પોતાના પલંગ ઉપર સુવાડી પોતે પંખો હલાવવા લાગ્યો; અને ખીજમતગારોને આગલા ઠરાવ પ્રમાણે સર્વે હુકમ કીધો. બાદશાહનો હુકમ થતાજ, સર્વે તૈયારી થવા લાગી; એટલામાં નિમાજનો વખત થયો, બેહુ જણાએ નિમાજ ગુજારી ફારેગ થયા. એટલે ઉસ્તાદે કહ્યુ, એ બાદશાહ આપકા મેહેલતો હમે બતાવ, તુર્ત બાદશાહ ઉઠી ઉભો થયો; ઉસ્તાદનો હાથ પકડી નિચેથી ઉપર સુધીના સર્વે માળ, ઓરડા, બારી, ગોખ, જાળીઆ, બતાવ્યા તેમાંના એક કચગ ભરેલા જાળીઆ માંહી, તેના વડાવાના વખતની એક ચોપડી હાથ લાગી; તેમાં પુરૂષ અને સ્રીવોના દુષ્ટ કામનો, સંવાદ દાખલા દલીલ સાથે લખેલો હતો; તે જોઈ ઉસ્તાદે ઉપર ઉપરથીતો ખુશી બતાવી, પણ અંદરખાનેથી જે ચોર દરવા જો શોધતા માલમ નહી પડવાથી ગભરાવા લાગ્યો કે, હવે મહારૂ મોત આવેલું જણાયછે. પણ ધીરજ મુકવી નહી જોઇએ; વધારે ચોક સી કરવાને શાહજેમાન તૈયાર થયો, તેટલામાં ખીજમતગારોએ તરેહ તરેહનું ખાનું હાજર કીધું; બેહું ભાઇએ ખાનું ખાતા કુરાનના દાખલા, દલીલના ગપાટા ચલાવતા બાર વાગા, ખાનાથી ફારેગ થયા, તે પછી પાન સોપારી, હુકા પીતા, એક બે કલાક વહી ગયા, પણ શાહજેમાન ઓર

ડામાં આજુબાજુએ ફરતો, અને ચોર દરવાજો શોધતો, તે ન મળવા
થી ગભરાતો; એટલે જનાનખાનામાં દાસીવો ;અને રાણીને, ભર નીંદ્રામાં
ઘોરતા સાંભલ્યા, એટલે શાહજેમાન ખુલ્લા મનથી, મેહેલનો ચોર દરવા
જો શોધવા લાગ્યો, સેવટે બાદશાહના પલંગની નિચે, એક મોહટી પેટી
હતી, જેમાં બાદશાહની રાણીનું ઝવેરાત રેહતુ, તે પેટી એંચી બહાર કાહ
ડી તો, તેની નિચે જમીન બરાબર જમીન હતી; પણ તે જમીનમાં એક
સોનાનુ કડું, મટોડીમાં ગરક થયેલુ દીઠું; તે વખતે બાદશાહને પુછયું કે
આ શું છે ? તે કહેછે, રાણીના હાથનો દાગીનો પડી ગયો હશે ? કડું
પકડી શાહજેમાન જોરથી એંચ્યુ કે, એક દરવાજો ખુલી ગયો, તે દર
વાજાની હેઠાણમાં, ભોયરા જેવું જણાવાથી, શાહજેમાનનાં કલેજામાં,
લોહી ફરતુ તાજુ થયું; અને બાદશાહ ગભરાટમાં પડયો; તે ભોંયરામાં
ઉતરવાને શાહજેમાને તજવીજ કરીતો, અંદર ઉતરવાને શીડી હતી, તે
માર્ગે અંદર શાહજેમાન ઉતર્યો, તેની પાછળ બાદશાહ પણ ઉતર્યો;
અંદર જઇ જોયછેતો ભોયરાંનો ઓરડો સણગારેલોછે, તેમાં એ પલગ
બીછાવેલો જોયો, તેને સુનેરી ઝાલર બાંધેલી હતી, તેની આજુબાજુએ
હવા આવવાનો જાલ્યા હતા, પણ તેને બહાર નીકળવાને ચોર દરવાજો
ન હતો, તે મેહેલની નવીજ રમુજ બેહુ ભાઇને જોવામાં આવી; તે વીશે
બાદશાહ અણજાણ્યો હતો; પણ શાહજેમાન સમજ્યો કે બાદશાહ સુવાની
અગાઉ ભોયરામાં મસઉદ સાહેબ શુતા હશે ? બાદશાહ નિદ્રાવશ થવા
પછી બાદશાહની રાણી મસઉદ અબશીના તાબામાં જતી હશે ? બેહુ ભાઇ
ભોયરૂ તપાસી ઉપર આવી; સર્વે જમીન અસલ પ્રમાણે કરીને બેઠા.
શાહજેમાન મનમાં વિચાર કરેછે કે, ચોર દરવાજો હજુ મળતો નથી, માટે
બાદશાહને પુછવા લાગ્યો કે, કોઈ પણ ઓરડો, મેહેલમાંથી મને દેખાડ
વાનો રહેલો છે. બાદશાહ કહેછે હા એક ઓરડો રહેલોછે; જેમાં દાસી
વો હમેશા રહેછે, અને તેમાં ઝાડા પિસાબ અને નાહવા માટે વિશાળ

અરેબિયન નાઈટસના દરેક ભાગના ખરીદદારોએ નિચે લખલે ઠેકાણેથી ચાર આના આપેથી મળશે.

---

મુંબઈ—કાળકાદેવીને રસ્તે રામવાડી પાશે. ઈશ્વરદાસ લાયબ્રેરી.

સુરત—નાણાવટમાં. કશનદાશ નારણદાસ માસ્તર.

,, ,, મનચેરજી જમસેદજી પોશવાલા.

અમદાવાદ—માગાની હવેલીમાં. ગુજરાત વરનીક્યુલર શોશાઈટીમાં.

,, ,, યુનાઈટેડ પ્રીંટીંગ પ્રેસમાં.

,, ધી કોટ. જગજીવન કાલીદાસ બુક વેચનાર.

રાજકોટમાં—વિજ્ઞાન વિળાસ આપીસમાં.

અમરેલીમાં—કામેશ્વર ઓધવજીને.

ભાવનગરમાં—છતરીના કુવા પાસે. ત્રીકમલાલ ઓધવજી બુક વેચનાર.

કચ્છ અંજારમાં—માધવ રાય પાસે. ઉપાદયા હલવેશ્વર ચતુરભોજ.

કલીકોટમાં—શા૦ કસ્તુર રૂપચંદ.

કોચીનમાં—શા૦ પરસોતમ આપજી.

---